# કુઑં કઑઈટ!

## પારસી સંસારની એક વારતા.

લખનાર—બહમનજી નવરોજજી કાબરાજી.

પ્રગટ-કરનાર, મી૦ દીનશા એ. કરકરયા તે "ઢોંગ-સોંગ" ચોપાનીયાંના માલેક અને અધિપતી; ઢોંગ-સોંગ વાર્તા માળા નંબર વન, ટુ, અને થ્રી, વીસ લાખનો વારસો, લફંગો લવજી, સમરકંદનો શાહજાદો, ઓરત, જીવપર જોરાવરી, ભાઈ કે કસાઈ, ઘડી ચપકો, પીકચર સાગની પાક ખોરદેહ અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક, બાજધરણાના અવસ્તા, એક પથ્થરના પ્રતાપ, મુતીની આંખનો હીરો, દુન્યા કે દોજખ, ગંધાતો ગુલાબ, શીરીનની કહાણી, સફેદ ઠગ, બેદીલ કે બેવફા, મા—સગી કે સાવકી, મનોરમા, શેર સોદા યાને શેરબજાર, મુફત નવાલો અને સેતાનનો હવાલો, ગુલવાડીનું ગુલાબ, નખરાબાઝ નસીબ, આઈતાપર કોઈતું, બોસ્તાનનું બુલબુલ, બેમાન સંગ્રહ, ગુલીસ્તાનનું ગુલ, નખોદાબાદ, વીગેરેના પ્રગટ કર્તા.




આ વારતાની ચોપડી મી૦ બ. ન. કાબરાજીએ ફ્રીયર રોડ, કોટ મુંબઈથી લખી છે, તે મી૦ દીનશા એદલજી કરકરયાએ ૨૬૭ ઑટરોડ મુંબ...ન, પોતાના "માણેક પ્રીન્ટીંગ પ્રેસ"માં છાપી... અને ત્યાંથીજ પોતાને માટે... કીધી છે.

# દીબાચો.

આએ કરકરયા "નામદારે" તો એકદમ એકસો પુસ્તકો પ્રગટ કરી એક માહાન પારસી પબલીશર ઉર્ફે પારસી "મેક-મીલન"નું નામ ખરૂં કરી આપવાના કસમ ખાઇ લીધા છે, અને આગે ને આએ ધરકુડી ચાલુ રહે તો ચંદરોઝમાં આપણે એમનો એ અરમાન બર આવેલો જોઇશું-ઇનસાઅલ્લા ! એ ભાઇનો માહરી વારતાઓ પ્રત્યે પ્રેમ ઝાઝો છે, અને આ હું લખું છું તેજ દહાડે માહરી બીજી બે મોટી વારતાઓ પ્રગટ કરવાનાં કોન્ટ્રેકટ પર એ સાહસીક દસ્તુરજાદાએ સહી કરી છે, જે એક પુરવારીજ લેખાશે કે મને બટાવીને એ હંમેશના રાતા માતા દસ્તુરજી પોતે પણ એ કર્તવ્યથી સારૂંજ ખાટે છે,—અને હું ખુશી છું.

આ પુસ્તક ખરૂં જોઇશું તો એક અસલ વારતાનું ત્રીજું સ્વરૂપ યાને ત્રીજી આવૃતી છે. એ વારતા "કાલી કવચ"ને નામે અત્રેનાં "જામે જમશેદ" માટે કાઇક વરસો પર મેં લખી હતી, જે આ દસ્તુરજીએ ગયા પારસી નઓરોઝપર પોતાનાં "ઢોંગ-સોંગ"માં પાછી પ્રગટ કરી, અને ત્યાર કેડે આ વરસે તેનું આ અલાહેદું પુસ્તક પ્રગટ કરયું છે. આ એક નાહની, સાદી, સરલ પારસી સંસારી વારતા છે, જે નાહની છતાં તેના પ્લૉટમાં જોરદાર છે, અને પારસી સંસારને નહીં લાગુ પડે એવું આમડગુંચડ મરડી મોચડીને પારસી સંસારને નામે વાંચનારાઓને ગલે ઓળવવાનો મને મોટો અભાવ છે, એટલે આ પારસી વારતા પારસી સંસારને પેશ આવતાં એક હુબહુ પીકચર પેરે માહરી આ આગમચની તમામ વારતાઓ જેવાજ ઉમંગથી વંચાશે ને સંતોશથી વખાણશે એવી માહરે ઉમેદ રાખવાની છે.

આ પુસ્તક મેં કોઇને પણ અર્પણ કર્યું નથી, અને "કયસરે હિન્દ" છેલ્લી પ્રગટ કરેલી "જુવાની–દીવાની" પણ એવાં કોઇ સરેસ્તાનાં અર્પણ વગરજ દેખાવ દઇ ચુકી છે તે માટે કેટલાંક ચાહતાં મેહેરબાનો અજબ થઇ પુછે છે. જવાબ સેહેલ છે. હું ભાડુતી અર્પણોમાં મુતલગ માનતો નથી. પૈસા બદલ ઢપઢપ્યાંઓને, તેમની તારીફનાં ઘટતાં કે નહીં ઘટતાં ગીતડાં લલકારી, પુસ્તકો અર્પણ કરવાનાં ભાડુતી-પણાંને હું માહરાં ખરાં જીગરથી ધીક્કારૂં છું, અને માહરાં અંગત વાહલાંઓ અને દોસ્ત આસનાઓ–હૈયાત અને બેહેસ્ત પામેલાં—કે જેમને હું એ અપવાદરૂપી યાદથી ઇનસાફ આપીને પોતે ઇજ્જત મેલવી શકું તેમનું લીસ્ટ માહરાં પુસ્તકોનાં લીસ્ટથી નાહનું થઇ પડવાનાં કારણથી તુરત વેળા એવાં કશાં અર્પણ વગરજ દેખાવ કરતો રેહેવાનું મને વધારે અનુકુળ થાએ છે, વળી આ જુદા જુદા પબ્લીશર ગ્રહસ્થો પોતપોતાના ટેસ્ટ અને ગજવાંને પેશ આવતી ફીસમે માહરાં પુસ્તકો પ્રગટ કરે છે, એટલે માહરી ઝટ ઓલખાઇ આવે એવી અસલ સાદી સીરીઝ ઘણી ખોરવાઇ ગઇ છે, પણ શોખીન વાંચનારાં સજ્જનોને તો ગરીબડા "કાબરાજી"નાં નામના હાલ માર્કનોજ મોહ છે, અને તેઓ એ બાહેરનાં અનેક જુદાં જુદાં ગૅટ અપ કે ટીપણટાપણની કશીજ તુંભા ધરાવતાં નથી એમ જાણવાનો મને સંપુર્ણ સંતોષ છે.

ફ્રીઅર રોડ; કોટ,
મુંબાઇ, તા૦ ૨૬–૬–૨૨. } બ. ન. કાબરાજી.
રચનાર.



# અમારૂં ૩૫ મું પુસ્તક.

આટલી જલદી ઝડપે માહરાં પુસ્તકો પબ્લીશ થશે એવો ખ્યાલ હમને સ્વપને પણ થતો હતો નહીં.

સુભાગ્ય હમારાં કહો કે વાંચનારાઓનાં કહો કે લેખકોનાં કહો, ગમે તે કહો પણ પારસી સાહીત્ય પુસ્તકરૂપે બાહેર પડી જલવાઇ રહે એ એક ઘણીજ ખુશ નશીબી છે. પારસી કોમનાં સારાગાં સારા લેખકોનાં ભેજાંમાંથી નીકળેલા "હીરા અને મોતીઓ" એમ ખુને ખંટોલે પડી રહે તે જોવા હું તો રાજી નજ થાઉં, પણ એક વગર ભણેલોબી સમજીને કહે કે એને જાળવી રાખવું જોઇએ. સાહિત્ય! ખરેખરો એક ઉમદા ખજાનો છે-મને બરાબર પુછો તો ખજાનાથીબી આલા એની કીંમત છે. ફરક એટલોજ છે કે બન્નેના કામો જુદાં છે પણ એની કીંમત તો પાર વીનાની છે.

સાહિત્ય માટેનાં હમારા ઉંડા પ્રેમને લીધે હમને આજે એક દાએકો થયો કંઇજ બીજું સુઝ પડતું નથી. રાતના સ્વપનાંમાં પણ ચોપડી ચોપડી અને ચોપડીઓજ જોઉં છું- અને જયારે જાગું છું ત્યારે મારી સામે ગોઠવેલી ચોપડીઓ જોતાં હમને જે આનંદ થાય છે તેનું વર્ણન કોણની આગળ કરી શકું? કદાચ હમને કોઇ દીવાનો સમજી મેડહાઉસમાં મોકલી આપે તો!

લી० દુવાગો,

મુંબઇ, તા० ૪-૭-૨૨.

## એવણ કોણ?

૭—એવણ આપણા

# જાંહગીર સી. મસાલાવાલા

જેવને

અત્યાર આગમજ ખેતવાડીમાં એવો તો ધમધમાત મચાવી દીધો છે કે ન પુછવે વાત!

તે શુંઉંઉં!!!

વાત એમ છેજી કે દરેક જાતનો **મસાલો, ધાનાજીરૂ કરી પાઉડર** વિગેરે ઘરમાંજ દરીછરીને આપવાની એવને મોનોપોલી રાખી છે "સરશ માલ ને સસ્તું દામ" ને સાથે શુદ્ધ **શેરડીનો સરકો** ખાસ **નવસારીથી** આવે છે, જેમાં જરાબી ભેલ નથી છતાં બહુ સસ્તો વેચે છે.

એકજ વખત અજમાવી ખાત્રી કરજો.

જાંહગીર સી૦ મસાલાવાલાનું ઠેકાણું

ખેતવાડી ૧લી ગલીને નાકે.

# કુમી કલાંટ!

——:૦:——

## પ્રકરણ ૧.

—:૦:—

પુનાની તે એક પુરાણી બોર્ડીંગ સ્કુલ હતી. તે છોકરીઓ માટેજ ખાસકરીને સ્થાપવામાં આવી હતી, અને જો કે એક કોનવેન્ટ સંબંધમાં હોવાથી તેમાં વધારેકરીને કેળવણી લેતી યુરોપીયન છોડીઓજ સામેલ હતી, તોબી થોડીક ગણત્રીની પારસી બાળાઓ પણ ત્યાં શીક્ષણ લેવા રહેલી અવારનવાર નજરે પડતી હતી.

તે એક યુરોપીયન સ્ત્રી શીક્ષકના તાબામાં હતી, ને તે વડીલ કરડા દેખાવની, પાકટ ઉમરની, સીધી સોટા જેવી, ગંભીર, ઠસ્સાબાજ એક અબળા હતી. આદરાત ચદરાતેજ હશે એવાંબી જે બરીયલ છાણાની તોરનાં રડતાં બળતાં આસામીઓ થઇ શકે છે તે તોરની આ એક વડી શીક્ષક હતી, અને છોકરીઓ તેના ડોળાના દાબથી હમેશ ઠઠરેલીજ રહેતી હતી. હસી હસાવીને છોકરાંઓને શીખવવાં એ પણ એક ફીસબ થાય છે, પણ તે હુનરથી આ અરધી ઘરડી મીસ ફ્રેઝર બીલકુલ બેનસીબ છતાં અજાયબી એ હતી કે તેણીની તાલીમ માટે સ્કુલ અતી ઘણી વખણાયલી હતી, અને તેના

કારોબારીઓનાંજ માત્ર નહી પણ સરકારનાંખી સારાં મત ને ઉંચા અભિપ્રાય સાથે લોકોમાં તે ઘણી જાણીતી ને પુરતો વગવસીલો ધરાવતી થઇ હતી.

તેમાં પારસી માબાપો, એમ છતાં, બધાંજ કાંઇ પોતાની છોકરીઓને કેળવણી થકી મોકલવા ખુશી ન હતાં. ત્યાં ખ્રીસ્તી મહજબની તાલીમ આપવામાં આવે છે. ને જરથોસ્તી છોકરીઓને વટલાવવામાં આવે છે એવી બુમ તે ખાસકરીને કોનવેન્ટનેજ લગતી એક શાળા હોવાને લીધે લોકોમાં વરસો થકી આમેજ હતી, અને જો કે એકે દાખલો એ નાલેશીની પુરવારી આપતી કીસમનો અજવાળાંમાં આવેલો કોઇએ જાણ્યો ન હતો, તે છતાં એ વાતની વાસ્તવીક ફીકરને લીધે પારસી માબાપો એવી એક શકીલી સ્કુલથી અલગજ રહેવાનું વધારે પસંદ કરતાં હતાં.

એમ છતાં અમો જે વખતને વાસ્તે આ વારતા અત્રે રજુ કરયે છીયે ત્યારે તેમાં બે પારસી છોકરીઓ કેટલાંક વરસોના રહેલી હતી, અને આ વારતાના પ્રારંભ સાથે તે બે માહેલી એકને ઘરડી મીસ ફ્રેઝર સાથે એક સહવારે છેક છેલ્લી પંકિતની તડાતડી ઉપર ઉતરી પડેલી આપણે જોઇયે છીએ. તે છોકરી આજે માથું ફેરવી, માથું ઉંચકીનેજ, તે મોટી માસ્તર સાથે તરડાઇ પડેલી હતી.

તે હતી પણ તેવીજ સદાની તામસી, તુંદ ને તુફાની. એક તુંકારો કહયો હોય તો માથાંના તાળવાંથી પગનાં તળ્યાં તક ઝાળ લાગે ને કુવામાંજ નખાવી દેવા તઇયાર થાય. એવી જે માથાંની ફેરાવન, મગજની ખસેલી છોકરીઓ થાય છે તેમાંની આએ કુમી કલાંટ—કાલી કવચ એક હતી. તેના કજયા

ખાર સ્વભાવ અને જરા જરામાં મોઢે વળગે કે અથડી પડે એવાં આકળાપણાને લીધે યુરોપીયન છોકરીઓએ તેને પોતપોતા વચ્ચે "કાલી કવચ"નો એલકાબ આપ્યો હતો, ને કુમી તેનાં ખરાં નામ કરતાં એ "નીકનેમ" (આડનામ)થી તે શીક્ષણ લેતા ટોળામાં વધારે જાણીતી થયલી હતી.

ખરી રીતે તો તે પોતે પણ ત્યાં એક શીક્ષકજ હતી, ને વગર દરમાયે છેક નીચલો વર્ગ શીખવથી હતી. તેની મા મરણ પામેલી હતી, ને બાપને છેલ્લાં ૭ વરસથી તેણીએ મુતલગ જોયો ન હતો. તે પોતે તેણીને તે નવ વરસની હતી ત્યારે આ સ્કુલમાં આવી મુકી ગયો હતો, ને પછી સદા સુધીનો છોડી ગયો હતો. તેણીની માતા એકાદ વરસ પહેલાં બેહેસ્ત પામવાથી, ને બીજાં મા તરફનાં કોઇબી સગાંવહાલાં નહીં હોવાથી અથવા જે હતાં તેમની સાથે કુમીના બાપને બીઆબારૂં હોવાને લીધે તે છોકરી તેનાં માથાંપર એક બોજા જેવી થઇ પડી, અને તેનો સેહેલ નીકાલો તે એજ જોઇ શકયો કે તે પરણવા લાયકની ઉમરની થાય ને પરણી જાય ત્યાં સુધી, અથવા તો તે દરમ્યાનમાં તેનો પોતાનો હાલનો લગભગ કડકાબાલુસ હાલ કાંઇક પાછો સુધરે ત્યાં તુલીક એ પોરીને તેણે આવી એક બોર્ડીંગ સ્કુલમાંજ મેલવી.

ખરેખર તો ઇનસાફને અર્થે કબુલ કરવું જોઇયે કે તે બચ્ચાંતું એમ કરીને તે ભલુંજ વાંચતો હતો. છોકરીની જાતને એક કાળજીવંત માતાની પનાહ આપતી ઓથ વીના ઉછારવી એ સહેલ કારજ નથી, અને અગતકરી તે એવી એક તુફાની તબેહની છોકરીની કેળવણી, સુધારા ને સંભાળ સબી કુમીનો પીતા એથી બેહેતર યોજના બીજી કોઇ કરી

શકતે નહીં. નહી કે તેથી તે કુમીને આ સ્કુલમાં એમ છતાં તેની તાલીમની તારીફથી ખેંચાઇનેજ લઇ આવ્યો હતો. તે તો કોનવેન્ટને લગતું એક લગભગ ધર્માદા જેવું ઇનસ્ટીટયુશન હતું તેથી નજીવી ફીની લાલચે કુમીને એ ખાતામાં લાવ્યો ને મુકી ગયો હતો, ને અસલથીજ બેપરવાહ ને નફકરી તબેહનો આસામી હોવાથી એકવાર પોતાનાં બચ્ચાંને એમ સલામતીભરી જગ્યે થર પાડવા પછીથી તે એ બચ્ચાંનાં ભવીશ માટે છેક શરમભરી હદ સુધી અલગ ને બેદાદ થયો ને એક મન મનાવાજોગી નીરાંતથી પોતાનો જીવ સમજાવી કુમીથી વરસો તક ખસતો રહયો.

તે પહેલી હરોલમાં તો એકેક બબે વરસેણી એકેક બબે ફેરા લેતો હતો, અને તેથીજ કુમી છેલ્લાં ૭ વરસપર એટલે જયારે નજદીક તે પોતે પંદર વરસની ઉમરની હતી ત્યારે તેને જોઇ અને મળી શકી હતી, પણ તે છેલ્લો આવી ગયા પછીથી તે ડુબી કે મરી ગયો હોય તેમ એકદમ અલગ અને ચુપ થયો ને કુમી હદ વગરના કકળાટ ને રોજના ફેસાદ તથા સંતાપ સાથે તે સ્કુલમાં નાવારેસ ને નીરાધાર પડી રહી.

ખરેખર તો તે એમ પડી રહે એવાજ તોરનું તેના બાપે મીસ ફ્રેઝર જોડે એક કૉન્ટ્રેકટ કરયું હતું. કુમી પંદર વરસની થાય ત્યાં સુધી એ સ્કુલમાં શીખે ને હીરાજી (કુમીનો બાપ) દર મહીને રૂ. ૨૦ નો એક દરમાયો તે છોકરીની કેળવણી, કપડાં સપડાં ને નીભાવ ખરચનો કાયદાસર, પોતાની ગરીબ સ્થીતી છતાં આપ્યો જાય એવી શરત તેઓ વચ્ચે થયલી હતી, અને વધારામાં એમ નકકી થયું હતું કે ૧૭ વરસની થતાં સુધીમાં જેટલું શીખાય તેટલું શીખી રહયા

પછી કુમી, તેનો બાપ તેને પોતાના આશરે પાછો તેડાવી લઇ શકે ત્યાં સુધી, એ સ્કુલના વર્ગમાં ખાધા બદલ મુફ્ત શીક્ષણ આપવાની નોકરી કર્યા કરે. એ મુજબ હીરાજી તે પંદર વરસની થઇ ત્યાંસુધી પેટે પાટો બાંધી લાગલાગટ મજકુર દરમાયો દર મહીને અદા કર્યો ગયો હતો, અને પછીથી તેને નીરાંત થયલી હોવાથી છેલ્લો તે આવીને કુમીને મળી ગયો ત્યાર પછીનો અત્યાર તક તદન ગુમ થઇ ગયલો હતો!

એ રીતે ગરીબ કુમી ખરેખર તો તદન ઓશયાળા અવતારે તે બોર્ડીંગ સ્કુલમાં છેલ્લાં ચાર વરસોથી પડી રહેલી હતી. ખરી વાત છે કે તે નોકરી આપીને પેટપુરૂં ખાવાનું ને અગત જોગાં કપડાં ચપડાં મેળવતી હતી, પણ એમ છતાં તે એક નાચારીભરયું ઓશયાળુંજ હતું, કે જેની કદમે કદમ યાદ થતાં તેને તેના બંડખોરા સ્વભાવનાં પરીણામમાં બળતાંની ઝાળ લાગતી રહેતી, અને તેથી, બની શકે તો, તે વધારે સરકશીભરેલી, તુમાખી, નાસબર ને નાતાબેદાર ઉઘરી હતી.

તેને મીસ ફ્રેઝર સાથે તો અવલથીજ "બારમા" હતું. બીજી શીક્ષકો સાથે તેણીને થોડો ઘણો બનાવ હતો, પણ કુદરતી અરસપરસ ભાવ અભાવના જીંદગીમાં જે તબકકા થાય છે તે ધોરણે મીસ ફ્રેઝરને કુમી સાથ મુતલગ બનતું ન હતું. તે જાણે એ છોકરીને ગુલામી ખતમાં ખરીદી લીધેલી એકના તોરથી "ટ્રીટ" કરતી, અને દરેક રીતના ત્રાસના ને જાપતાના જુલમાટ હેઠળ ઉધરતાં તુફાની તબેહની કુમી બાજે વખત ઘણી નાતાબેદાર થતી. એમ છતાં તેણી વરસો તક મીસ ફ્રેઝરથી તો, તેણીને માટેના પોતાના ગમે એવા અણગમા છતાં, ઘણી થથરેલી રહેતી. તેણીએ આજ તક આ રીતે ભીંગ

ફેરવી તેના જોડે તુંડાઇ કદી કરેલી ન હતી, પણ આજે તો તે ન ધારેલી હદે ગઇ. તેનો તીખો સ્વભાવ આજે તેને મુતલગ વશ રહી શક્યો નહી, અને તેણીએ તેનાં પરીણામોની દરકાર કર્યા વીના છેક છેલ્લે પાટલે બેસીને છડેચોક ને એકદમ તરયાપાવ ફેંકયા !

એ કજયાનું મુળ કુમીના બાલ હતા. કુમીએ બાલના કાનપર પટયાં ઉતારયાં હતાં જે મીસ ફ્રેઝરે એકવાર ના પસંદ કરી સરખાં કરાવ્યાં હતાં, ને તે છતાં વચમાં પંદરેક દીવસનો ગાળો વહી જવા કેડે કુમી પાછી તેજ તોરથી તઇયાર થઇને નીચે નાસ્તાની ટેબલપર આવી, એટલે પોતાના ઓરડામાં બોલાવી મીસ ફ્રેઝરે તેણીનો સખત ઝાડયો કાઢયો, જેથી આ હોળી સળગી ઉઠી હતી.

તે (મીસ ફ્રેઝર) ઉંચી પીઠની, અસલવારેની, જાત ભાત દુબી ગયલી ગાદીની એક ખુરશીમાં ચશમો ચઢાવી એક ન્યાયાધીશના ઠાઠથી સીધી, ઉંચી ને ટાઇટ તતણખાર બેઠી હતી, ને કુમી તેને ખાસડે મારતી કીસમે વચમાંની ટેબલ આગળ એક પેપરવેટ સાથ રમતયાળ બચ્ચાંની પેઠે રમત કરતી ઉભી હતી.

———:o:———

## પ્રકરણ ૨.

—:o:—

"આ શુધ્ધાં મેં બે વખત તુને વારી," મીસ ફ્રેઝર ગુસ્સાના જોરથી કહેતી હતી, "પણ તું માનતી નથી તે ચાલવાનું નથી. તારે મારી મરજી માફક મારા તાબામાં રહીને હું કહું તેમ અહીં ચાલવુંજ પડશે."

"પણ મ્હારા બાલપર તમોને ધ્યાન આપવાનું એટલું બધું કારણજ શું છે, મીસ ફ્રેઝર?" કુમીએ કલાંટપણે તકાજો કરતા પુછ્યું.

"મારી સામે સવાલ ના કહાડતી, છોકરી—ખબરદાર!" મીસ ફ્રેઝરે થથરાવી; "મેં તુને સમજાવેલું છે કે તારા જેવી ગરીબની છોકરીને એ નહી શોભે ને નહીં ચાલે. મગદુર નહીં તારી કે મોટાંની સુજે તું એમ તણાઇ જાય! તું કોણ? તાહરી મજાલ શું?"

કુમીએ આ તાણાજાણી સાંભળતાં એક વીછણની અદાથી છેડાયલી મીસ ફ્રેઝર ભણી ધુરકીને જોયું. તેની છાતીમાં નાતાબેદારીનું એક જોરાવર બંડ ઉભરી આવેલું હતું, ને ગુલામગીરીની આ ઝુસરી તળે તે પોતાનો સરબસર કચ-ડાઇ મરતી જોતી ઉભી હતી!

"તમે વારેઘડીએ શું કરવા મારી નાચારીની મને યાદ આપી એમ ગુંગરાવ્યા કરોછ?" તેણીએ ગગડાટ કર્યો; "એ તમારા પારટપર ઘણું શરમ ભરેલું છે!"

"હેં!" મીસ ફ્રેઝર આ નહી વકી રાખેલાં અપમાનથી ઝબકી ઉઠી; "તું શું એમ છેક એટલી હદ સુધી આજે મારી સામે થવાની ને સામું બોલવાની હીમત કરેછ, કુમી?"

"હા, હા, હા!" કુમી કવચે તે બુઢયાનો કશોબી સરોપરો રાખ્યા વીના એકદમ રોકડું પરખાવ્યું; "હું હીંમત કરૂંછ, હવે તમે કહેવા શું માગોછ? આદમી ખમી ખમીને તે કહાં વેર ખમે? બસ, મને હવે તમારી કે આએ તમારાં દોજખની કશીજ દરકાર નથી. ઘણું થશે તો મને તમે અત્રેથી કહાડી મુકશો એજ કેની?"

"અને ત્યારે તું કહાં જવાની છે?" મીસ ફ્રેઝરે ગુસ્સા ભરી તાજુબીમાં ડોળા ચડાવી પુછ્યું.

"જાંહનમમાં! જયાં જવાશે ત્યાં જવશ ને માહરૂં જે થવાનું હોશે તે થશે," કુમીએ માથું ફફડાવી જવાબ કરયો; "ફકત ખાધા બદલ હું કરૂંછ તેમ સવારથી મોડી રાત તક બીજી કોઇ મારા જેવી હીણુનસીબની તમારી સ્કુલનું વહીતરૂં ને પોરયાં ટોરયાંની દેખરેખનું દરેક કામ કરવા મારા જવા પછી મારી જગ્યે તમોને કોણ મળેછ તે હું જોવશ!"

મીસ ફ્રેઝર, આ સાંભળતાં ગુસ્સાથી ગમે એટલી ગુંગળાવા છતાં, આ પોરીની આજની એ બધી હીમત અને ફેંફેં જોઇ અજાયબીથી દંગ થઇ ગઇ! તેને સખ્ત તાબેદારીનીજ તએહ થઇ રહેલી હતી. તેની મરજી ને હુકમને આજ તક એ મોટી શાળામાં એક સરકારી કાયદા સમાન માન મળતું રહયું હતું, અને આજની કીસમે કોઇએ તેનાં મોઢાંપર તણાવાની કુમી જેટલી હીંમત કરીજ ન હતી. વધારે ગુસ્સો પેદા કરનારૂં તો એ હતું કે કુમીને તેણીએ જાણે મુફત તદન ધર્માદા રાખેલી હતી, ને ચચાર વરસથી તે આ મોટા ખાતાંમાં મુફત પળાતી હતી. ખચ્ચીત, તેણીની આ જાતની હદ વીનાની નાફરમાની ને સરકશીએ, તેથી તે "મોટી માસ્તર"ને જે હદ વીનાનો ગુસ્સો ને તાજુબી બરપા થઇ તેનું બ્યાન કરવુંજ બેજા છે!

"કાળું કર તારૂં આએ ઘડીએ મારી આગળથી તારા ઓરડામાં!" મીસ ફ્રેઝરે ગુસ્સા ને તાજુબીની અસરથી અંતે મોંકળી થતાં જમીનપર પગ ઠોકી બખાળ્યું; "હું હવે તાહરી

સાથે કશીબી વધારે વાત કરવા કે તાહરૂં મોઢું જોવાની ખુશી નથી. તું હમણા તો કાળું કર, ને તારે વાસ્તે આગળ શું કરવું તેનો હું સહાંજ સુધીમાં વીચાર કરી મેલશ—નાફરમાન, નજીસ, કડકણી કુત્રી !"

તે ડોસીબી આજે હાંથથી ગઇ હતી ! આ રીતે પોતાની જબાનને શરતના ઘોડા મીસાલે ગાળ ગલોચમાં બે કાયદા ઉતારી દેવાનો તેનો રેવૈયોજ ન હતો. તે ગમે એવા ગુસ્સામાં પણ પોતા ઉપર અચ્છો કાબુ ધરાવી જાણતી હતી માટે આજે એ ખરેખર કમભાગ્ય થયું કે તેણીએ પોતે પોતાને ભુલી જઇને એમ બેઅંદાજ ગાળ ગલોચમાં ઝીપલાવી દીધું, કે જેથી કાલી કવચ તદનજ વળી છેક પેલી પાર ઉતરી ગઇ ?

"કુત્રી ?" તેણીએ પડઘા કર્યો; "કડકણી કુત્રી ? આખી સ્કુલમાં જઇને પુછ કે કુત્રી તું છે કે હું ! બધાં તારાથી થથરેલાં તુને મોઢાંપર હાજી હા કરેછ, પણ આખ્ખી સ્કુલમાં એકકે એક તુંને બાતેનમાં તો ખરાં દીલથી ધીકકારેછ. હું એકલીજ તુને ધીકકારતી નથી. તું મને મારી નાચારીની યાદ આપ્યા કરેછ, પણ તેજ પુરવાર કરેછ કે તું પૈસાની કેટલી બધી નીચ ને પુંજારી છે. પૈસા બદલ બને તો તું તારો જીવબી સેહેતાનને વેચી નાખે ! તું કમીની કંગાળ અને જાત ઓલાદની નીચ છે—સાંભળ્યું ?"

મગર મીસ ફ્રેઝર તો જાણે આ ટાણાં જાણીને હડધુતના મસ મોટા પ્રહાર તળે સદંતર કચડાઇ ગઇ ! તે ખુરસીમાં બેસી ગઇ. તેની આખી જીંદગીમાં તેણે આ કીસમની સરદારીને સાહેબી ભોગવેલી હતી, પણ આવી રીતે આજ તુક કોઇએ કદીબી તેના સામે માથું ઉંચક્યું ન હતું—કદીજ

નહી, કે જયારે આ સરકશી અને આ નાતાબેદારીની તો જાણે હદજ નહતી! તે મોટી માસ્તર ગુસ્સાથી પાણી પાણી થઇ ગઇ,—અને ત્યારે હવે વધારે. ત્યાં થોભવાનું શોભાભર્યું તો શું પણ સલામતીભરયું બી નથીજ થવાનું. એમ મનથી માની લઇ બીજી પળે પોતાના મરોડદાર માથાંના એક તુંદાઇ ભરયા ફફડાટ સાથે, કુમી કલાંટ-કાલી કવચ-ત્યાંથી એકદમ બાહેર નીકળી પોતાના ઓરડામાં ચાલી ગઇ.

તેના કાન એ વખતે ઉશ્કેરણીથી ઝણઝણ થતા હતા, અને તેના ગાલ ચમટો તોડવાથી લોહી નીકળે એવા લાલ લાલ થઇ ગયા હતા!

એ મુઇ ઘણું તો મને અહીંથી હાંકી મેલશે, ચચાર ફાંડયે મજકુર ઉસ્કેરણીની અસર હેઠળ દાદર ચઢી જતાં તે મનથી પટપટતી હતીઃ "કહાડી મુકશે એજ કેની? ને કહાડી મુકશે તો નાચારીએ કંઇ નહીં ને પેલો કેકી—"

પણ અહીં તે અરધ ચકરાવદાર દાદરની વળાણપર એક બીજી છોકરી સાથ અહડી પડી, અને તેના વીચારોની સાંકળ તુટી ગઇ.

"ઓ કુમી, શું થયું તુને?" તે બીજી છોકરીએ તાજુબીમાં તેને જોતાં સાથે પુકારયું, અને કુમીનો લાલ ભુંડ જેવો ચેહેરો જોઇ તે ખરેખર બીધી.

તે પેલી બીજી પારસી છોકરી જે એ શાળામાં શીખતી હતી તેણીનું નામ માણેક પસતાકગા હતું.

"ઓ, તું છે કે માકી?" કુમીએ કહયું. "આવ, આવ, માહરી સાથે માહરા ઓરડામાં આવ, ને હમણા જે

બન્યું છે તે હું બધું તુંને કહેવશ તો હસતાં હસતાં તું મરી જશે ?"

"પણ તું કંઇ કોઇ સાથે હસી મશકેરી કરીને આવી હોય તેવો તાહરો ચેહેરો નથી, કુમી !" માકીએ વધતી અચરતીથી કહયું. "તું તો કોઇ સાથે જાણે સરઇ આવી હોય તેવું દેખાયછ ?"

"ને છેબી તેવુંજ, તું આવતો ખરી ?" કુમીએ હસવાની કોશેશ કરતાં કહયું, અને પછી માકીના જવાબને વાસ્તે જરાએ થોભ્યા વગર તે કવચ જેવી તેના હાથને વળગી પડીને પોતાની સાથે વંટોળ્યાની અદાથી ઘસડતી માળ ઉપર પોતાના ઓરડામાં લઇ ગઇ.

તે એક નાનો, કંગાળ, જુજવી અને જરૂરી ફરનીચરનો ઓરડો હતો. શીક્ષક તરીકેનું તેણીનું માન રાખવા તે એક ઘુસળી જેવો ઓરડો તેણીને આપવામાં આવ્યો હતો, અને ત્યાં માકીને ઘસડી જઇ તેણીએ બારણું અંદરથી તરત બંધ કરયું.

તેઓ બંને વચ્ચે ઘણાં સહીયારાં હતાં. એ બેજ પારસી આખી સ્કુલમાં, એટલે એ દોસ્તી કેટલીક હદ સુધી વળી સ્વભાવીક પણ હતી. 31, 189

તેઓ એમ છતાં ખવાસમાં, સ્વભાવમાં, રીતભાતમાં, પહેરવેશમાં વગેરે સર્વ વાતે અજબ જેવી હદ સુધી એકમેકથી ઉલટાં હતાં. કુમી, આપણે જોયું તેમ, તામસી, રોબવંતી ને દમામદાર હતી, કે જયારે બીચારી માકી ગરીબ ગાય જેવી, ભોળી ભટાક અને તદન ઓલ્યણ હતી ! તે કુમીને પોતાથી ઘણી ચઢયાતી લેખતી, ને તેના ટેસ્ટ વગેરેની

છુપી નકલ કરતી રહેતી. તેને કુમી કાંઇ ઘણીજ ગમતી હતી; તેને મનથી કુમી જેવી ચંચળ એનની, તેજ બુધ્ધીની, હાજરજવાબી, હુસ્યાર અને ખુબસુરત બીજી કોઇ પારસી છોકરી થાયજ નહી—અને તેના આ ખરાં દીલના તોપણ દેખીતા સરાહગાતી વીચારોને ભુલભરેલાં અનુમાનોમાં ઘણુંક ખોટારૂં છતાં કહેવા વીના ચાલતું નથી કે સચ્ચાઇનો ભેગ ઘણી મોટી હદ સુધી સામેલ હતો.

અગતકરીને કુમીની ખુબસુરતી બાબે ગરીબ માકીના વીચારો સઉથી વધારે સચાઇની લગોલગ હતા. તે ખરેખર એક પહેલે વાંધેની ખુબસુરતી હતી—એવી કે મોટે ઘેરે જનમ પામી હોત તો "સોસાયટી સ્ટાર" દાખલ દરેક જોનારનું ધ્યાન ખેંચી ને રોકી શકતે? તે સીધી, પતળી અને ઉંચી હતી, અને તેની ગોરી ગરદન ખભાં ઉપર એવી મરોડદાર રવેશે ગોઠવાયલી હતી કે તે હંસની ઉંચી ડોક જેવી ગુલાબી ગરદન તે નખરાંબાજ સુંદરીની દીલકશ ખુબસુરતીને ઓરબી ખેંચાણકારક બનાવવાને જાણે મદદ કરતી હતી? તેની આંખો અત્યંત તેજસ્વી હતી, ને તે ચતુર ચસ્મોનાં ઉંડાંણમાં, દીલગીરી એ હતી કે, સદગુણનુંજ તેજ પ્રકાશે એવી કેળવણી આપનાર એક કાળજીવંત અને મીઠી માવતરની ગેરહાજરીમાં હાલમાં જોઇએ એવાં નીખાલેશ ને નીશકલંક દીલનું વાંચણ કશુંજ નજરે આવતું ન હતું? તેનું રૂપાળું કપાળ ઉંચુંને બાલ રેશમ જેવા નરમ, લાંબા અને ઝલેહ આપતા હતા.

બીજા હાથપર માકી છેક બદસુરત નહી તો કશીજ રીતે ખેંચાણકારક નહી હતી. તેની ચામડી ઘઉંના વરણની અને ઘટમબી લગભગ દગરઘાટ હતો. તેનું નાક એંઠરૂં ને

ચપટું હતું—આંગમાં તે ભરેલી હતી, ને વળી બેટકી બાંધણીની હોવાથી તે બીચારી વધારે નીસ્તેજ નજરે આવતી હતી. તેનાં હાથ પગ બી જાડા ને ખરબચડા હતા, અને સામટી રીતે તે પોતે પોતાની એ બધી નબળાઇઓથી માહીતગાર હોય એમ એક નજરે જોઇ શકાતું હતું.

એમ છતાં માર્ટીમાં જે એક બળવાન શીફારસ હતી તે ફ્રુમીમાં મુતલગ ન હતી, ને ન હતી તેથીજ તો ફ્રુમલી ઘેરે ઘેરે મરાતી, કે જયારે માર્ટી મોજમાં મહાલતી ત્યાં રહી હતી. તે સીફારસ પૈસાની હતી.

માર્ટી પૈસાવાળાં માબાપની એકનીએક બેટી હતી, ને તેણીની કેળવણીને નીભાવ ખરચ માટે માર્ટીનો બાપ છુટટે હાથે આ ખાતાંમાં ધન આપતો રહયો હતો, એટલે માર્ટીની ઉપલી બધી અવદશા છતાં તે તમામ છત્તર છાંયામાં ને પુરતાં સુખમાં ત્યાં રહી શકી હતી. તે ગમે એમ બાલ કરે કે ગમે એવા હોચપોચ દ્રેસ કરે તે સામે મીસ ફ્રેઝર વટીક કદી વાંધાનો અવાજ ઉઠાવતી નહીં. પૈસાનો પરવાનો તે જે ધરાવતી તે એક "સુલેમાની નકશ" જાણે તેની બાંહેધરીમાં હોય તેમ હતું!

એક હરણીની ઝડપે પોતાની સહીનો હાથ પકડી તેને ઓરડામાં ખેંચી લઇ ફ્રુમીએ બારણું તરત અંદરથી બંધ કરયું, ને પછી પોતે ધપ દઇને બાજુમાંની ખુરસીમાં બેસી ગઇ, કે જયારે માર્ટી તેની સામે તેનો ખુલાસો સાંભળવાને આતુર તેને વખાણ અને અજાયબીમાં ટીકતી ઉભી.



## પ્રકરણ ૩.

—:૦:—

"ચાલ, બોલ, તું શું ધારેછ, માકી—હમણા શું બન્યું ?" તેણીએ ખુબ ગમત પામતાં અવલ તો માકીનેજ સવાલ કર્યો; અને તરતજ વધાર્યું, "હમણા ખુબ મજાહ પડી, મેં તો પેલી બુઢી વાંદરીનાં છાલને છોરાં આજે કહાડી નાખ્યાં !"

"ઓ કોણનાં–મીસ ફ્રેઝરનાં ?" એ ખ્યાલ માત્રથી દમજ બંધાઇ ગયો હોય તેમ ફીકરમંદ થતાં માકીએ પુછ્યું;

"તાહરે નહી તો વરી બીજી કોણ મુઇ કારા મોહોનાની કુત્રી અહીં એવી છે જે ?" કુમીએ મોટા તુચ્છકારથી કહયું. "મેં તો મુઇ દદાને બધું રોકરે રોકરૂંજ પરખાવી દીધું. સાફ કહયું જે મુઇ તુંને તો બધા તાહરા મોહોનાપરજ છીછી કરેછ, પછવાર બધાં તારૂં રાઇતું ભરેછ !"

"ઓ કુમી !"

"હા, સાંભર તો ખરી ! મેં તો કહયું જે મુઇ તું પૈસાની નીચ ને પુંજારી છે, ને તું માનશે—એ બધું સાંભરતાં મુઇ તો ગુણ કોથરો થઇને ખુરસીમાં ગબરીજ ગેઇ ! હું તો ધારૂંછ જે મુઇનો દોજખી છવગી ઘાંટીમાંથી નીકળી ગીયો હોશે ? નીચે જઇને જરા જોઇ તો આવ ? તારી ખાત્રી થશે !"–

"અરે પણ તે એમ કાંય છેક નાદાની કીધી ? એ તો હવે તુંને અહીથી હાંકી મેલશે !" માકીએ અત્યંત ફીકરમંદ હુબતી જતાં કહયુ.

"મારી પેજારસે !" કુમીએ મોટા તીરસ્કારથી તે નાના

નાજુક પગનું બુટ જમીનપર જોસની અછાત સાથે ઘસડતાં જવાબ કર્યો; "હું તે કાંહાં સધી મુઇ વંત્રીનો જુલમ મુગે મોહોડે ખમ્યા કરૂં? મરૂં જે થવાનું હોશે તે થયા કરશે. મુવું મને તો આએ દોજખ જાણે કડવાજ આવેછ. પેલી ઍની તે શું ને મેબલ તે શું-પેલી મીસીસ ક્રીસ્પ તે શું ને મારી મેરી તે શું, એ બધી નાતરે ગેઇયો મને અમથું મોંના પર સારૂં મનાવેછ; તું શું જાણે? તું તો હમેશતી ભોળી ભટાક રહી ગઇ. મને તો ખરેખર ઘણી વખત મન થાયછ જે ઉંદર મારવાનું ઝેર ચાર પૈસાનું લાવી એ બધી પેટ બરીઓનાં ભાણાંમાં ભમરાવી આવું જે નીકાલોજ પતી જાય!"

"કુમી–કુમી!"

"હા; ખરૂં કેહુંછ–માહરા સમ!" કુમીએ જારી રાખ્યું. "તુંને શું છે? તુને મુઇનો નનદોવે ને કનદોવે! તારા બાવાજી થમની મોકલ્યા કરે એટલે એ મરી ગીયાં બધાં તુંને જી–જીને લલ્લોપોપો કરેછ. મારા બાપ પાસ સું બરયુંછ! અહીં તો તે જીવતો છે એ વધામણીના બી વાખા છે! આ, મુઇ હું જીવતી! હું કાંએ નથી મરીજ જતી!" અને કુમી જે અત્યાર તક હદ વીનાના ભીત્તરના ખીજવાટ છતાં હસવાના ને ખુશ દેખાવાના બાહેરથી ખોટા દેખાવો કરતી હતી તેણે હવે તમામ ધીરજ ખોઇ દઇ છોડી દીધું!"

ભલી માકીનો એ જોતાં જીવ જળી ગયો. તેણીએ હેતથી બગલગીર થઇને તેને ઘણોક દીલાસો દીધો.

"ખુદા હજીબી સઉ સારૂં કરશે," તેણીએ સધ્યારો આપ્યો; "મુવા પૈસા જો ત્હારી પાસે હોતેકેના તો સઉ તુંને બી નમતાં રહેતે!"

તો મારી ગરીબાઇથી બીહેછ? તેબી તો છુપાંજ-લગન કરવાનું કહેછ?"

"તેમાં શું થયું?"- માકીએ સમજ આપી; "એ બીહેછ કે બાવાજી એમ માનવાના ને હા કહેવાના નથી, પણ એક વખત લગન થઇ ગીયાં એમ જો જાણશે તો પોતાની મેરે સમજી જશે. હુંબી સમજાવશ."

"ઠીક છે, ત્યારે હાલ તો તું મને એ વાશે વીચાર કરવા દે," કુમીએ નાખતી કરી; "તું ત્હારે જા નીચે, હું વીચાર કરશ, ને મારૂં માથું જો ફરયું તો પછી ત્હારા કેકીને હું હા આજે લખી વારશ."—અને આ જવાબથી પુરતો સંતોશ માની, કુમીને કીસ કરી માકી ખુશાલ નીચે દોડી ગઇ.

કુમી એકલી પડી.

તેણીએ જોયું કે આ અત્રેનાં જીવતાં દોજખથી જો ઇજજત સાથે ઉગરવુંજ હોય તો કેકીને હા કહેવાનો એકજ—આખો એકજ—દીરગ તેણીની કને મોજુદ હતો, મગર કેકી તેને ગમતો નહતો. જેવી માકી બીચારી બેડોળ ને દગરઘાટ હતી તેવોજ કેકી હતો. તે કાંઇ ઝાઝું શીખેલોબી નહીં હતો. તેની સીફારસમાં પણ ફકત પૈસા વતરેગે બીજું કશુંજ નહતું!

એ પૈસા કેકીના બાપ પેસતનજી પસતાકયાને કયાથી હાથ આવ્યા તે કોઇએ જાણ્યું નથી. આગલા વખતમાં મુંબઇમાં પાંઉ બજારમાં એ પેસતનજી પોતાની નાની ઉમરમાં પોતાના મરનાર બાપ સાથે કાંદા પટેટાની એક દુકાન લઇ બેઠેલો હતો. તેઓ બાપદાદે ગરીબ પસતાકયા હતા, પણ પછીથી એ પેસતનજી પાસે જોતાં જોતાંમાં ધન થઇ ગયું, ને તે એક શેઠીયા તરીકે અચ્યણુચ ને એકદમ ઉગી નીકળ્યો.

તેના ઠાઠમાં અકુદરતી ઘણું ઘણું હતું. તે જે કરતો તેમાં ટેસ્ટનો કચડઘાણ કાઢી નાખતો, ને લોકો તેની હસી કરતાં; મગર તેના પૈસાથી તેનું વણાઇ જતું, અને તે લોકોને એ નાચીજ ને કમીના પૈસાના પ્રતાપે સામો નખપર નચાવી શકતો હતો!

અને તેનો એક પરો દીકરો કેકી—એક પુરી દીકરી માકીનો ભાઇ—તેના બાપનો એક હુબહુ બીજો અવતાર હતો. તેથી તેવોજ ઓદ્દાણી ને અગરગચ્ચો હતો, અને પોશાકમાં પણ ટેસ્ટનું એવું ખુન કરતો—એવો ચકચકતા લાલ ચણોટી કે પીળા પચક જેવા મોટા મચરડા જેવા ટાઇ પહેરતો, ને "સાભ" લોક થવાના એવા રમુજી પછાડામાં પોતાનો રકાસ કરતો કે કમબખ્ત કુમીને તેને માટે કશુંજ હેત કે માન બરપા ન થયું હતું તેમાં નવાઇ એકે ન હતી.

મગર આખર પણ તે ઇનશાન હતો, ને માકીને સ્કુલમાં મળવા આવતાં જોઇ ને જોઇ તે કુમીપર ખરેખરાં દીલથી ફીદા થયો હતો. તેના એ પ્યારમાં સરાહગત કે કુમીને પોતાની કરવાની ફીદાગીરીમાં ખોટારૂં એકે ન હતું. તે ગોયા ખરાં દીલથી દીવાનોજ થયો હતો, કુમીને પોતાની કરવાનો અરમાન દીલે વસાવી એ ઉમેદમાં તે મહીનાઓથી અટવાઇ મરતો હતો.

તેણે માકીને વચમાં પોતાની વકીલ બનાવી હતી. તેણીને પોતાના વિશ્વાસમાં લઇ પોતાનો એ મોટો લોભ અસરકારક રવેસે કેકીએ સમજાવ્યો હતો, ને માકીને કુમી એટલી ગમતી હતી, અને વળી પોતાના એ એકના એક ભાઇપર માકીનો એટલો બધો પ્યાર હતો, કે તે એ વાતને ટેકો

આપતી તથા તાબડતોબ એકમત થતી. તે સઘળું આપણે ઉપર વાંચી આવ્યાં.

અને તેથી, કુમી જો એવા એકને કબુલ કરે તો તે એક આપઘાત જેવુંજ હતું. મીસ ફ્રેઝરને પોતાના પઇસાથી બચાવા–પઇસા જે સુખનાં સાધનમાં સર્વોપરી છે તે એકવાર હાથ કરી લેવા તે ખરાં દીલના કમકમાટ વચ્ચે કેકીને પરણે એમ હતું–-અને તેવી એક હા પણ કેકી ને માકીને હજારો ખુશીથી કબુલ હતી !. તેઓ ધારતાં હતાં કે પરણ્યા પછી કુમી ઠેકાણે આવ્યા વગર રહેશેજ નહીં, જેથી તેઓ તેની ફકત બહાલી ને મંજુરયાતનાંજ તલબગાર બન્યાં હતાં.

અલબેત, કેકીના બાપનો વાંધો વચમાં ન્હાનો સુનો ન હતો. તે પોતાના દીકરાને લખપતી ને કરોડપતી ઘેરે પરણાવાનો લોભ લઇ ન્હાઠો હતો, માટે નાવારેસ ને ભીખારી સમાન કુમીને તે પોતાની વહુ તરીકે કબુલ કરે એ માનવુંજ હેમાકાત હતી; મગર કેકી અગ્યારીમાં જઇ બે ચાર દોસ્તોની મદદથી છુપો પરણી આવવા ચાહતો હતો, અને પરણવા પછીથી પોતાના બાપને મહાત કરી શકવા તે કેવળ ખાત્રી-પુર્વક હતો.

અને ત્યારે, એ રવેસે, માકીનાં પોતાની પાસેથી જવા પછી એકલી પડતાં કુમીએ બધાં તોલ જોખ મનમાં ગોઠવતી હતી. તેને ફકત પઇસાં જોઇતા હતા. પઇસાનું મહત્વ કેટલું મોટું થઇ શકે તે અનુભવથી આ ટુંક જીંદગીમાં તે પુરંતુ જોઇ શકતી હતી. વાડી, ગાડી, હીરા, મોતી, નોકર નફરોની જાતે શેઠાણી થવા ઘણું ચાહતી હતી, ને તેમ કરવાનો એકજ રસ્તો કેકીને હા કહેવામાં સમાયલો હતો.

"હું છાપ કાંટો કરૂં" તેણી, એકલી એકલીએ બધા વીચારો કરી લઇ મનસે હસી ને તે ઓરડાનાં એકાંતમાં પટપટી; "જો રાણીનું ડોકું આવે તો મારે ડેઝી કબુલ, ને જો કાંટો આવે તો ડેઝીનું ડોકું કતલ!!"—અને પોતાની એ યોજનાથી પોતેજ ઘણી ગમત પામી તેણીએ એજ રીતે કામ લેવાનો મનથી નક્કી ઠરાવ કર્યો, અને પછીથી પોતાનાં ગજવામાંની એક નાની પર્સમાંથી એક હબ્બુ ખેંચી. કહાડી તે અંગોઠા અને તેની પાસેની આંગળીપર સમતોલ ગોઠવી તેણીએ એક અજ્ઞાતથી ઉંચે હવામાં ઉરાડયો; પણ તે ગબડીને તેણીના પલંગડી તળે ઘુસી ગયો, ને રૂમી તેથી વધતી ગમત પામતી તે ઘોડ્યા તળે ગબરડી ખાઇ ગઇ. તેણીએ ત્યાં જઇ તે હબ્બુ જેમ પડયો હતો તેમજ હાથમાં ઉપાડી લીધો, અને જે તે સાઇડ જોઇને પોતાનું ભવીશ નક્કી કરી લેવાની મતલબથી, તે કુત્રાં કોહલાં માફક પલંગડી તળેથી ફુસડયાં મારતી, ધુળથી ખરડાયલી લપટાયલી બાહેર આવવા જતી હતી—તેટલાં બારણું ઉઘડયું, અને મીસ ફ્રેઝર પોતે ગંભીર ગુસ્સા સાથે તે ઓરડામાં આવી.



## પ્રકરણ ૪.

—:o:—

મીસ ફ્રેઝર બારણું ઉઘાડી ગુસ્સા ભરી અદા સાથે તે ઓરડામાં આવી. તે એક અજબ જેવો સંજોગ માત્ર થયો કે જયારે તે પલંગ તળે ગબડી ગયલો હબ્બુ લઇને રૂમી, ફુસડયાં મારતી, એક ચોપગાં પશુની ડીસમે તે બીછાનાં

હેઠળથી પાછી બાહેર આવતી હતી ત્યારેજ તે "મોટી માસ્તર" એમ દમામદાર રવેશે અચબુચ તે બારણું ઉંઘાડી અંદર આવી અને કુમીને એ નહીં સમજમાં આવી શકે એવી રીતનાં અવત્યાની અવદશામાં જોઇને તે એકાદ પળ ખરેખર ઘણી અજબ થઇ.

"એ શું ઢણુક છે, કુમી?" તેણીએ અજાયબીમાં નેણ જમાવી પુછયું—કે જયારે કુમ. પોતાની એ બેવકુફી વચ્ચે પકડાઇ આવેલી ધુળવા ખરાબ થયલા હાથો ને ઠેકાણે ઠેકાણે તેજ કીસમે ખરાબ થયલી સાડીમાં કાંઇક શરમાતી અને ખસ્યાણું જેવું હસ્તી તેના સામે ઉભી.

અલબત, મીસ ફ્રેઝરના સવાલના જવાબમાં તે કશું બોલી નહી, અને ત્યારે નાખતીવા મીસ ફ્રેઝરે પોતેજ આગળ ચલાવ્યું.

"હું તુંને કહેવા આવીછ, છોકરી," તેણીએ ગંભીર ગુસ્સા સાથે કહયું "કે મેં ત્હારા આજની ઘણીજ નાતાબેદારીને નહી માફ કરી શકાય એવા શરમભરેલી ચાલપર ગંભીર વીચાર કીધો છે, અને છેલ્લે હું મોટાં મનથી એજ ચુકાદાપર આવી છું કે એ તારો આજનો ગંભીર અપરાધ એક થોડી પળની દીવાનયત અથવા બચ્ચાંનાં છોકરવાદી ચેડા સમજી લઇ મારે માફ કરવો. હું તુંને અવલમાં તો એકદમ આજે આએ સ્કુલમાંથી હાંકીજ મેલવાનું નકી કરી ચુકી હતી, કાંયજે તારી કીસમે આજ તક મારી આખી જીંદગીમાં મને કોઇ નાફરમાન થયું નથી; પણ વધારે વીચાર કરતાં જરા નરમાસથી ને નાખતાથીજ કામ લેવાનું હું નક્કી કરી ચુકીછ. મને તારા ગરીબ બાપની ઘણી દયા આવે છે. તે જો તુંને

ાને આશરે લેવાજોગી હાલતમાં હતે તો કેદારનો આવીને
। ગયો હતે, પણ તે નથી આયો ને નથી લઇ ગયો તેથી
ની શકાય છે કે તે બીચારાનો હાલ વધારે બુરો
વો જોઇયે, ને ત્યારે તેનાપર દયા કરીને મેં તુંને આએ
મત તો માફ કીધું છે."

"ઓ કેવી મેહેરબાની!" કુમી-કાલી કવચે મોટા અન-
થી જવાબ કરયો.

"ઠીક છે, ત્યારે હવે ઘણી સંભાળીને ચાલજે," તે
ાણકા ચસકા સમજીજ ન હોય અથવા સમજી હોય તોણી
ઉપર કશુંએ લક્ષ આપવાની દરકાર કરતી ન હોય તેરી
તે મીસ ફ્રેઝરે જારી રાખ્યું: "હવે એ તારૂં છેલ્લુંજ
ાનસ છે, કેમ જે ખાત્રીથી માનજે કે ફરીથી એની અર-
ીબી તકસીર તું કરશે તો તેજ ઘડીએ હું તુંને હરહુત
ાથે મારી સ્કુલમાંથી ખચ્ચીત હાંકી મેલશ?"

"વારૂંજી; ઘણું સારૂંજી," કુમીએ વધતા અનકા
રયા;—મગર તે સાંભળવા થોભ્યા વીના બીજી પળે તો પીઠ
ફેરવી મીસ ફ્રેઝર આવી હતી તેવાજ રોબને દમામથી તે
ઓરડામાંથી પાછી બાહેર નીકળી ગઇ.

હવે કુમી પાછી એકલી પડી.

તેણીએ હજી પેલો ઢબ્બુ મુઠીમાં જેમનો તેમજ પકડી
રાખ્યો હતો. તે પલંગડી તળે ગબડી ગયલો જે રીતે પડયો
હતો તેમજ તેણીએ ઉપાડયો અને હજી એ પકડી રાખ્યો
હતો, માટે હવે મીસ ફ્રેઝરનાં જવા કેડે તેણીએ પોતાની મુઠી
ખોલી, ને અરધી ગમત વચ્ચે જોયું તો રાણીનો છાપ ઉપર
હતો! સારાંસ, તેણીએ કેડી પસતાકીયાની દાવાદારીની પક્ષમાં

ચુકાદો આપવાનુંજ સરજતે નીર્માણ કરેલું નજરે આવતું હતું! આપણે આગળ વાંચી આવ્યા તેમ ઢબ્બુ હવામાં ઉછાડવા બાદ તે નીચે આવતાં જો રાણીનું ડોકું ઉપર હોય તો કેકીને કબુલ કરવા ને કાંટો ઉપર હોય તો કેકીનું ડોકું કતલ કરવા, યાને કેકીનો ખ્યાલ પડતોજ મેલવા તેણીએ પોતાના રમતયાળ મન સાથ નકકી કરી લીધું હતું, અને તેથી આએ રવેશે કેકીની પક્ષમાં ચુકાદો આવ્યાથી તે જરા અજબ થઇ, પણ કોઇપણી રીતે ખુશી તો નહીજ થઇ.

તેને કેકી મુતલગ ગમતો ન હતો. એક ભરથાર તરીકે તેના જેવા એકને તેના જેવી એક કબુલ કરે એ ખ્યાલમાંજ તે બેહુદાપણું જોતી હતી. પોતાની અસાધારણ સુંદરતા માટે એ કુમી કલાંટ ઉરફે કાલી કવચ મનથી એટલી મગરૂર ને મુસ્તાક હતી કે તેના જેવા એકને પરણીને ખુબસુરતી હરામ ગુમાવવા તે તઇયાર થઇ શકે એમ હતુંજ નહીં; પણ, બીજા હાથપર, આ સ્કુલના જાપતામાં વધારે વાર રહેવાય કે ટકાય એમ પણ નહીજ હતું. આ સ્કુલ રોજના ફેસાદ વચ્ચે તેના બેસબર જીવ માટે સરબસર એક જીવતું દોજખ થઇ પડી હતી, અને તેથી અહોયાંથી બચવા તે હવે તમામ કયાર કયારમાં પડી હતી. એટલા માટે તેમ કરવા અને વળી એકદમ પઇસાદાર થઇને એ બધાં સ્કુલને લગતાં મીસ ફ્રેઝર જેવાં પોતાનાં શતરૂઓને પગ તળે કચડવાનો જે એક રસ્તો તેણીના અખત્યાર તળે હાથમાં હતો તે કેકીને કબુલ રાખવાનો હતો, અને–અને ખરાં દીલના કમકમાટ અને હદ વીનાની આનાકાની પછી પણ એજ આપઘાતી કીસમે કામ લેવાતું કાલી કવચે છેલ્લે અંતે મનથી નકકી કરયું.

તેણીએ તે પછી ટુંકમાં તદન ઠંડીને કશાબી પ્યાર વીનાની બેપરવાહ રીસમે પોતાનો એ ચુકાદો કેકીને પેલી તેની ચીઠીના જવાબમાં લખી વાળ્યો, અને હદ વીનાની ખુશાલીનો તેના તરફથી વળતો જવાબ ફરી વળ્યા પછીથી આપણે તે બવીશની "નરન ભોજાઇ"–કુમી ને માકી–ને એ કાગલ પત્રો થવા પછીના ત્રીજે દીવસે કુમીના ઓરડાના એકાંતમાં હાથમાં હાથ મેલવી વાતે વળગેલાં જોઇયે છીયે.

"તુને કંઇજ 'નરવસનેસ' થતું નથી કે, કુમી?" માકી હસીને પુછતી હતી.

"મને શાનું 'નરવસનેસ' થાય?", કુમીએ તુચ્છકારથી કહયું; "નરવસનેસ થવું હોય તો તારા ભઇને થવું જોઇયે. જોકે હું તેને જરાબી ચાહવાની કે ચાહી શકવાની નથી એમ ખુલ્લેખુલ્લું મેં કહેલું ને લખેલું, છતાં માહરી સાથ આજે પરણવા વાસ્તે તઇયાર થઇ ગયોછ!"

"જા બા, હવે એમ ના બોલ, કુમી," માકીએ માંગી લીધું.

"નહી કંય બોલે? માહરા હારમાં શું ઓશયારં કે ચોરી છે?" કુમીએ તકાજો કીધો, "હું તો તુંને બી ને તેને બી ખુલ્લે ખુલ્લું હજાર વખત કહી ચુકીછ જે હું તો તાહરા કેકીના પઇસાને ખાતરજ તેને કબુલ કરૂંછ." વધારે તુચ્છકારથી–"એ બીચારામાં એવી તે કઇ ખુબસુરતી કે નહી તો એવી તે શું કેળવણી બરીછ જે હું એને કબુલ રાખું?"

"મારો ગરીબ કેકી!" માકીએ નાખતીથી કહયું; "જો, કેવો તે તુંને ચાહેછ, ને માહરો બી કેટલો તાહરાપર જીવ છે!" અને હેતના આવેશમાં તેણીએ તેને વળગીને એક ટાટી કરી,

કે જ્યારે કુમીએ દેખીતા કંટાળા સાથે પોતાના નાજુક તન-બદન આસપાસ વીંટળાયલા તેના ખરબચડા હાથ પોતાના નરમ નરમ હાથોએ ખસાડી નાખ્યા.

હવે એ પછીના અરધા કલાકમાં વખત થયલો હોવાથી તે બંને બાહેર જવા તઇયાર થઇ.

કુમીની 'હા' મળવા પછી કેકીએ કશીએ ઢીલ થવા દીધી ન હતી. રખે તે માથાંની ફેરાવન મહાણુપ પોતાનો વીચાર ફેરવે તે ફીકરથી પૈસાની જગ્યે રૂપ્યો ફેંકીને તે પોરયાએ એ છેલ્લા એક બે દીવસો દરમ્યાન કામ લીધું હતું, ને ત્રણ દીવસમાં તો ચાર ચોખા પડાવી લેવાની તઇયારીઓ તે અગર ગચ્ચાએ પરીપુર્ણ કરી લીધી હતી!

આજે તેથી તેઓનાં લગન હતાં. ફકત બે દોસ્તો જે થાળી ધરનારા સાહેદ તરીકે તેની સાથે આવનાર હતા તેઓની રૂબરૂ, પુના શેહેરમાની નાહની અગ્યારીમાં બે બાદશાહો હસ્તક ચોખાનો છટકાવ કરાવી લઇ પાક પારસી મહજબની નીતી રીતી મુજબ તેઓ પરણીને છુપાછુપ ધણીધણીઆણી થનાર હતાં!

એજ તેઓને સલામત સેહેલ અને સુતરો માર્ગ નજરે આવતો હતો. કુમી આપણે આગળ વાંચ્યું તેમ એ ચોરી છુપી ને નાહસભાગનાં લગનની મુતલગ હીમાયતી ન હતી, પણ તેણીએ તો નાચાર પાયે એ યોજનાને પોતાની મંજુરી આપી હતી. લગન થઇ જાય તો અને તોજ કેકીના બાપ-પેસતનજી પસતાકઆ...એવાં એક લગન માટે પોતાની બહાલી આપશે એમ તેણીની તે ભાઇ બેહેન તરફથી ખાત્રી કરવામાં આવી હતી, અને ત્યારે પૈસાપર મરનારી તે હેમક છોકરી—કાલી ફવચ—

ઘણીજ આનાકાની સાથ એવાં એક નાદુસ ભાગના લગન માટે છેક છેલ્લે અંતે આપણે જોયું તેમ એકમત થઇ હતી.

મગર, પેલા હાથપર, હેમક કેકીનો હરખ તો તેના દીલમાં સાથો સમાયો જતો ન હતો! કુમીએ તેને નહી ચાહવાનું ને કદી નહી ચાહી શકવાનું ખુલ્લું કરીને કહયું હતું ખરૂં, પણ તેનો તે ગુઅખને લેશબી ખેદ કે ખરખરો નહતો. "એમ તો આપણા માયબાવા એક-મેક સાથે પણયાં ત્યારે કાંહ આગળથી એકમેક સાથે પ્યાર કરી કે ચાહીનેજ પણયાતાં?" પોતાના લીમ અને ભીમ નામના બે દોસ્તો જેઓને તેણે પૈસાના બળે આ કારજ માટે પોતાના તમામ વીશ્વાસમાં લીધા હતા અને થાળી ધરવા તઇયાર કરયા હતા તેઓને કહીને તે મન મોટું કરતો હતો; "પણયા પછી પ્યાર આપસો આપ ઘેર પુછતો જખ મારીને ચાલ્યો આવશે!"

તેઓ બંને—કુમી અને માકી—હેરવેલે વખતે તઇયાર થઇ સ્કુલમાંથી બાહેર પડી. માકીએ કાંઇક ખરીદીએ જવાને અને સાંજે ફરીને સ્કુલમાં પાછી ફરવા મીસ ફ્રેઝરની રજા માંગી લીધી હતી, અને કુમીને સાથે લઇ જવાની પણ વળી વધારામાં પરવાનગી મેળવી લીધી હતી.

તેને મીસ ફ્રેઝર કશુંજ ના પાડતી નહી. તેના બાપના પૈસાથી તે ડોસી ડરેલી ચાલતી, અને તેથી માકી કહે તે બધું એ બુઢી હાજીહાજ કરવાવાળી હતી. એટલા માટે કુમીને પોતાની સાથે સોબતી તરીકે લઇ જવાની મીસ ફ્રેઝર પાસે રજા મેળવતાં તાલેવંત માકીને કશીજ મુશકેલી પડી નહીં.

તેઓ ગયાં. ખંડ ગારડન્સમાં તે "ત્રાયો" એકડો મળ-વાનો હતો, અને જ્યારે કુમી ને માકી ત્યાં પહોંચ્યાં ત્યારે કેરફેરણીથી ફુંફારા મારતાં એક હેવાનની મીસાલે પેલો પસ્તાકયાનો ડેકી પસીનામાં ગરકાવ, ત્યાં ઉપર નીચે આતુરતાભર્યા ફેરા લેનો તેમને માટે ખોટી હતો. આજ તેને મનથી દુન્યા સુખી સુખી હતી, અને તે ખુશીના સબબે તે એટલો લાલ થયો હતો કે એક જંગલી ભુંડ અથવા ઉરાંગ-ઉટાંગ વાંદરની તે તુરત યાદ કરાવતો હતો! ટુંકમાં, તેને જોતાં કુમીએ ઉંચા દમનો એક મોટો નીસાસો નાખ્યો. ઓ, શું આગે-આગે તેનો સદાનો જોડીદાર તેણીના સુખ દુઃખનો ભાગનો ભાગીદાર, તેણીનો ભરથાર, સરદાર, સરકાર થનાર હતો? ગજબ થયો!

તે (ડેકી) ભારે ઠેઠેરો કરી આવ્યો હતો. તેણે ચળકતી લીલી મખમલનો એક લગાર લાંબો જામાજી જેવો ડગલો પહેરેલો હતો, અને વળી તેવુંજ એક પાટલુન લટકાવેલું હતું. બુટ્ણી ઝલઝલ થતાં વારનીશનાંજ હતાં, ને ફુલ મોહરાની ચળકતી પાઘડીનાં દાહાંની વચ્ચેથી હાથ ખોસી તે તેણે હાથમાં પેહરેલી પાઘડીનાં દાહાંમાં એક કળીદાર મોગરાંનો તુરોબી મોજુદ હતો. બાલ મોટા ગુચ્છાવાળા ને મરોડદાર બનાવેલા હતા, અને નેકટાઇને કોલરમાં પણ તેણે જોઇએ એટલું ટેસ્ટનું ગાબડું કાઢી નાખેલું હતું! હાથમાં એ ઉપરાંત ચાદર જેવો ચુંદરીનો એક મોટો પણ મઘમઘતો રૂમાલ હતો, અને આંગળીઓપર ચકચક થતી વીંટીવાળા હાથમાં એક ભેવો કીંમતની ગેંડાનાં ચામડાંની અને સોનેરી મુઠની વાકીંગ સ્ટીક ઘુમાવતો ને નચાવતો તે ત્યાં ખોટી હતો.

તે કુમી અને માકીને આવતાં જોઇ ઉલટચંદ સામો દોડી આવ્યો, ને ઘણુંજ હેતથી તે બંને બાનુઓને મળ્યો. કહેવાની જરૂર છે કે તેના હેતના એ હાવભાવનો કુમીએ તો ફેકત એક ટચકારાથીજ જવાબ કરયો ?

"કેટલું મોડું, ડીયર ?" કેકીએ નરમ ઠપકાની ઢબે ઘણાં વહાલથી કહ્યું; "હું તો વાટ જોતાં જોતાં થાકી ગયો !"

"હવે એવો જુઠ્ઠો ફસ કરવાની કંઇ જરૂર છે ?" કુમીએ કંટાળાથી કહ્યું; "તમે લખ્યું તે ટાઇમે તો નીકળ્યાં !"

"હા, કેક, વરી જુઠ્ઠો ઠપકો શાનો આપેછ ?" માકીએ પણ બચાવમાં બીક ઉપાડી; "અમે તો બરાબર વખતસરજ નીકળ્યાંતાં."

"ત્યારે માહરીજ ભુલ હોશે," કેકીએ ગભરાઇને તરત નાખતી કરી નાખી. "દાહરો ટુંકો છે, ને મેં દસ્તુરજીને પાંચ વાગને તો અગ્યારીપર હાજર થવા કહેલું છે. માહરા ફ્રેન્ડો તો બેઉ બાહરોબાહરજ ગયા, ને હું તમો લોકને લેવા આણી તરફ આયો."

હવે એ પછી તે સાજનમાજન બધું પાછું, જે ગાડી રસ્તામાંથી કરી લઇ છોકરીઓ એણીમેર આવી હતી, તેજ જોડીની ફેટન હજી ત્યાંજ ખોટી હતી, તેમાં પાછું જઇ ગોઠવાયું, અને કેકીએ કયાં હાંકવું તેની કોચમેનને બાતમી આપી.

——:o:——

## પ્રકરણ ૫.

—:o:—

તે બંને બાનુઓ અલબત સામી સાઇડે ને કેકી ઘોડાને પીઠ આપી બેઠો હતો, પણ તે પોતાની બેઠકમાં સરકીને

તેઓ ગયાં. બાંડ ગારડન્સમાં તે "ત્રાયો" એકડો મળનાનો હતો, અને જયારે કુમી ને માકી ત્યાં પહોંચ્યાં ત્યારે ટેરેકેરણીથી ફુંફારા મારતાં એક હેવાનની મીસાલે પેલો પસ્તાકથાનો ફેકી પસીનામાં ગરકાવ, ત્યાં ઉપર નીચે આતુરતાભર્યા ફેરા લેતો તેમને માટે ખોટી હતો. આજ તેને મનથી દુન્યા સુખી સુખી હતી, અને તે ખુશીના સબબે તે એટલો લાલ થયો હતો કે એક જંથલી ભુંડ અથવા ઉરાંગઉટાંગ વાંદરની તે તુરત યાદ કરાવતો હતો! ટુંકમાં, તેને જોતાં કુમીએ ઉંચા દમનો એક મોટો નીસાસો નાખ્યો. ઓ, શું આએ–આએ તેનો સદાનો જોડીદાર તેણીના સુખ દુઃખનો ભાગીદાર, તેણીનો ભરથાર, સરદાર, સરકાર થનાર હતો! ગજબ થયો!

તે (ફેકી) ભારે ઠેઠેરો કરી આવ્યો હતો. તેણે ચળકતી લીલી મખમલનો એક લગાર લાંબો જામાજી જેવો ડગલો પહેરેલો હતો, અને વળી તેવુંજ એક પાટલુન લટકાવેલું હતું. ખુટ્ઠણી ઝલઝલ થતાં વારનીશનાંજ હતાં, ને ફુલ મોહરાની ચળકતી પાઘડીનાં ઠાઠાંની વચ્ચેથી હાથ ખોસી તે તેણે હાથમાં પેહેરેલી પાઘડીનાં ઠાઠાંમાં એક કળીદાર મોગરાંનો તુરોણી મોજુદ હતો. બાલ મોટા ગુચ્છાવાળા ને મરોડદાર બનાવેલા હતા, અને નેકટાઇને કોલરમાં પણ તેણે જોઇએ એટલું ટેસ્ટનું ગાબડું કાઢી નાખેલું હતું! હાથમાં એ ઉપરાંત ચાદર જેવો સુંદરીનો એક મોટો પણ મઘમઘતો રૂમાલ હતો, અને આંગળીઓપર ચકચક થતી વીંટીવાળા હાથમાં એક મોંઘી કીંમતની ગેંડાનાં ચામડાંની અને સોનેરી મુઠની વાકીંગ સ્ટીક ગુમાવતો ને નચાવતો તે ત્યાં ખોટી હતો.

તે કુમી અને માકીને આવતાં જોઇ ઉલટમંદ સામો દોડી આવ્યો, ને ઘણુંજ હેતથી તે બંને બાનુઓને મળ્યો. કેહેવાની જરૂર છે કે તેના હેતના એ હાવભાવનો કુમીએ તો ફક્ત એક ટચકારાથીજ જવાબ કરયો?

"કેટલું મોડું, ડીયર?" કેકીએ નરમ ઠપકાની ઢપે ઘણાં વહાલથી કહયું; "હું તો વાટ જોતાં જોતાં થાકી ગયો!"

"હવે એવો જુઠ્ઠો ફસ કરવાની કંઇ જરૂર છે?" કુમીએ કંટાળાથી કહયું; "તમે લખ્યું તે ટાઇમે તો નીકળ્યાં!"

"હા, કેક, વરી જુઠ્ઠો ઠપકો શાનો આપેછ?" માકીએ પણ બચાવમાં બીડ઼ ઉપાડી; "અમે તો બરાબર વખતંસરજ નીકળ્યાંતાં."

"ત્યારે માહરીજ ભુલ હોશે," કેકીએ ગભરાઇને તરત નાખતી કરી નાખી. "દાહરો હુંકો છે, ને મેં દસ્તુરજીને પાંચ વાગને તો અગ્યારીપર હાજર થવા કહેલું છે. માહરા ફ્રેન્ડો તો બેઉ બાહરોબાહરજ ગયા, ને હું તમો લોકને લેવા આણી તરફ આયો."

હવે એ પછી તે સાજનમાજન બધું પાછું, જે ગાડી રસ્તામાંથી કરી લઇ છોકરીઓ એણીમેર આવી હતી, તેજ જોડીની ફેટન હજી ત્યાંજ ખોટી હતી, તેમાં પાછું જઇ ગોઠવાયું, અને કેકીએ કયાં હાંકવું તેની કોચમેનને બાતમી આપી.

——:o:——

## પ્રકરણ ૫.

—:o:—

તે બંને બાનુઓ અલબત સામી સાઇડે ને કેકી ઘોડાને પીઠ આપી બેઠો હતો, પણ તે પોતાની બેઠકમાં શરકીને

કુમુદ બેઠી હતી તેની સાગેજ બેઠા, ને બીડીતાં બીડીતાં તેણીનો નરમ નાજુક સુંવાળો હાથ પોતાના હાથમાં લઇ બીજા હાથે તે પસવારયા કરતો રહ્યો. તાજુબ કે ગુસ્સામાં બોલી લેવા જેવું દીરસહુક કુમુદીએ બતાવ્યું નહીં!

"તું આજે ઘણીજ ફક્કડ દેખાયછ જો, ડીયર," તેણે ગાસે બેઠેલી ગાકી નહીં સાંભળે તેમ કુમુદીનાં દીલપર અરધો વાંકો વળીને કહયું, અને સાકીએ, અલબત, ગાડીની બારી વાટેથી બાહેર રસ્તાપરજ જોયા કર્યું, "આજે માહરા જેવો ભાગ્યશાળી આગી દુન્યામાં કોઇ નહીં હોશે! તેં અંતે હા કહીને મને ખરેખરો સુખી બનાવ્યો!"

"ખરેખર?" કુમુદીએ ચેષ્ટા કીધા.

"ખરેખર!" કેકીએ ગરમ દીલાસોઝીથી કહયું, "માહરાં ગરાંના સમ જો જુઠ્ઠું બોલતો હોઉં તો!"

"ઓ!" કુમુદીએ એતા મોટા સમ સાંભળીને રમુજમાં ગભરાટ કીધો.

"હા, આમરશું જુઠ્ઠું બોલવાનું?" કેકીએ જારી રાખ્યું; "હું માહરાં મનથી સારી રીતે જાણુંછ, માહરાં જીગર, જે હું મુતલગ તાહરે લાયકનો નથી. હું તાહરો વર તો શું પણ તાહરો ગુટપાલીસ થવા બી લાયક નથી, પણ તું જોજે તો ખરી—પરણ્યા પછી હું તુંને કેવી સુખી કરશ તે!"

"કેવી?"—અને કુમુદી મોટા તુચ્છકારથી હસી.

"પૈસા જે અને જેટલું સુખ મેળવી આપી શકે તે બધું તુંને તાબડતોબ મળશે, માહરાં કલેજાં," કેકીએ હેતનો ઉભરો એકદમજ ખરચી નાખવા માંડ્યો. "પૈસો જોઇએ ત્યાં તું

રૂપીઓ ખરચજે! તને જોઇએ તેવી સાડી કપડાં લેજે, ને જોઇએ તેવા દરદાગીના વસાવજે—સમજી ?"

"સમજી !" કુમીએ મોટા નીશ્વાસ સાથે જવાબ કરયો, અને તે મનથી પટપટી—'ઓ, શું એ બનવા ને માનવાજોગ છે કે આ અકકલ વગરનો એકજ, કશા બી ટેસ્ટ વગરનો અકરીકટ ભરેલો એશકો; કેળવણી વગરનો ઇડીયટ બીજા અરધા કલાકમાં માહરો ધણી થઇ બેસનાર છે ?'

પણ હજી શું મોડું થયું હતું ? હજી બી તે ના કહી શકે ને બધું ભાંજફોડ કરાવી માંડી વળાવી શકે એમ હતું, અને તેણીની તેમ કહેવા ને જાહેર કરવાની અરધી જબાં પણ થઇ, મગર તે એકદમ અચકી ગઇ. પછી શું ? કેકીનાં હાથનો અનાદર કરીને પછી શું સદા સુધી તેણીએ તે મોહતાજ, ઓશ્યાળી, ટુકડખોર રવેશે મીસ ફ્રેઝર જેવી એક વાંઢરીને ત્યાં બસ જન્મો જન્મ પડી રહેવા પાછી જવું ? કેમ બને ? ઓ, જો તે એક જીવતું દોજખ હતું, તો આ બીજું બદતર જાહનમ હતું !

ગરીબ કેકી ! કુમીની છાતીપર શું ચઢતું ને ઉતરતું હતું, ને કેવા કેવા આબકતોડા વચ્ચે કેમ કેમ તેનો જીવ ભીતરમાં ઉથલપાથલ થતો હતો તે એ બીચારા ભોળાભટાકે કશું જાણ્યું નહીં, ને તેથી તે તો ખુશીની તેજીમાં હજી ખુશાલ ને હસ્તોજ તે ગાડીમાંની પોતાની બેઠકમાં બેસી રહયો. એવી રીતે હસ્તો કે તે હસવાના સબબે બી, બની શકે તો, કુમીની નજરમાં તે વધતો "અગલી હૅલ"ને ખારો ઝેર લાગતો હતો !

છેલ્લે, ગાડી અગ્યારી આગળ આવી થોભી અને તેઓ

બધાં ઉતરીને અંદર ગયાં. કેકીએ ભપકામાં ને ખુશાલીમાં ગાડીવાનના હાથમાં એક ચાટલો સેરવી દીધો, અને હજી તો ભાડું પછીથી આપવાનું કહી તેને બાજુમાં ખોટી થવાની વરદી કરી, જયારે ઉંબર ઓળંગીને પરણવાના હૉલમાં જતાં જતાં બી કુમી અનીચ્છણી ખંચાઇ. તેણીએ અનેકવાર હજી બી હીંમતથી સઘળું પાછું ભાંજી પાડવાનું મન કર્યું, પણ બધી વખત એક આખી જીંદગીની મોહતાજીના દોજખથી ડરી જઇ તે હીંમત હારી હઠી ગઇ.

સારાંજ નસીબે તે આદરયાનમાં તે વખતે એક બે મોબેદ સાહેબો સીવાય ચરચા કે નીંદા કરે એવા બીજા કોઇ ન હતા, ને જેઓ હતા તેઓનાં મોહ તો કેકીએ સોનાની ચાવીથી તેવું કશું કરવા સામે બંધ કરી લીધા હતા.

તે કાંઇ ઘણી લાંબી કે કંટાળાભરી ક્રીયા ન હતી. આડા અંતર ને ચોખા ફેંકાવાનાં હીંદુઓ પાસેથી માંગી લીધેલા ઘેલાંચેડાંને વશ થવા જેવા સ્વભાવમાં કુમી હતીજ કયાં? ફકત જરૂરી આશીરવાદથીજ એ કામ ચાલ્યુ, અને દસ્તુરજીના "પસંદે કરદમ?"ના પ્રસ્નનો ઉપર કુમીને બાજે વખત એવું ઝનુન આવતું કે જાણે તે બાદશાહજીને ત્યાંજ વળગી પડી તે પીખી નાખે!!

ક્રીયા ખતમ થઇ.

ક્રીયા ખતમ થઇ, અને કુમી તેની મરજી હો કે ન હો, પણ કદી નહી તુટે અને કદી નહી છુટે એવી કાયમ ઓસ્તવારી વચ્ચે દાદરની દરગેહ ટેકી પસતાકયાની મોહોરદાર મંજુર થઇ ચુકી!

તેઓ પરણી ઉઠયાં. માકીએ ઓવરણા લીધા, દોસ્તોએ તેમને હસ્તે ને ખુશાલ ચેહેરે મુબારકબાદીઓની પહેરામણી આપી, કે જે બધું કેવાં ખોટાં દીલે ને દુખાયલાં મને ફ્રુમીએ ગળ્યા કીધું તે અત્રે બ્યાન કરીને કહયા વીના ચાલશે.

તેઓ ત્યાંથી પાછાં નીકળ્યાં.

કેકીની તારીફમાં પ્રમાણીકપણે કહેવું ને કબુલ કરવું ઘટે કે તેણે છુટે હાથે ઘણો પૈસો વેર્યો, અને આશીરવાદ સારવાવાળા બાદશાહજીઓનેજ નહી પણ આસપાસના નોકર નફરોને વટીક તેણે ઘણાં રાજી કર્યાં. તેઓ બધાં ખરો ભેદ સમજી શકતા હતા. પોર્યાના બાપની મંજુર્યાત વગરનાં તે એક લગન હતાં એટલુજ તેમાં નામુનાસેબપણું હતું એમ તેઓ જોઇ શકયાં હતાં, કેમકે બાકી બીજી બધી રીતે તો સર્વ કાયદાનુસરતું, રીતસરતું, હકદાર અને ખુદા વાજબીજ થયું હતું.

હવે પરણીને પાછાં ફરતાં માકીએ શરમાઇને તેઓનીજ ગાડીમાં બેસવા ના કહી, અને કેકીએ પોતાની બેહેનની એ "સારી સમજ" મનથી ઘણી વખાણી. બલબત, હાલ તો એ બંને છોકરીઓએ કાંઇબી નવું કે અર ધારણ બન્યુંજ ન હોય તેમ ચુપચુપ સ્કુલમાં પાછું જવાનું હતું—ને તેજ તો ફ્રુમીને ઝેર જેવું કાતીલ લાગતું હતું!—કેમકે પછીથી અત્રેથી જઇને કેકી પોતાના બાપ આગળ એ મોટાં ભાગ્યશાળી લગનની વાત નીષ્કપટપણે જાહેર કરી દેનાર હતો, અને તેને સોએ સો ટકાની ખાત્રી હતી કે તે ડોસો લગન થઇ ચુકેલાં જાણવાથી નાચારીનો માર્યો એ વાત જાણવા પછી તરત મનાઇ જશે, ને ફ્રુમીને બીજે દાને તો વાજતે ગાજતે પોતાને બંગલે લઇ

જઇ શકાશે. વળી માકીગી તેજ વખતે સ્કુલ છોડનાર હતી, અને બંને નરન ભોજાઇ સાથેજ ઘેર પાછી ફરનાર હતી.

એટલા માટે હાલ તો હજી તે સ્વારી સીધી પાધરી લગન થવા બાદ પાછી સ્કુલપરજ શીધારતી હતી, અને તે અરસામાં માકીએ શાણપતથી પોતે ગીજી ગાડીમાં બેસવા ને તે આ કુમી અને કેકીની ગાડીની પાછળજ રાખવાને જીદ કરી. બેશક, કુમીને તે જરા થઇને ગમ્યું નહી, પણ કેકીને તો ખચ્ચીત તે અતી ઘણું ગમ્યું.

એ વખતે છેક સમીસાંજનો સમો હતો. સુર્ય અસ્ત પામી ચુકયો હતો, અને સાંજનાં આખર થતાં ઝઝકળાં વચ્ચે પશ્ચીમ ભણીથી એક ઠંડી લેહેકી દેમાગ ખુશીમાં તર કરતી કીસમે શેહેરમાં ધસી આવતી રહી હતી.

"તું જરાબી ખુશ નહી દેખાતી, વ્હાલી?" ગાડી ઉપડવા પછી બીહીતાં બીહીતાં વળી કુમીનો કોમળ કર પોતાના હાથમાં લઇ કેકીએ પંસવારયા કર્યો.

કુમીએ ટચકારું કીધું.

"જો, એમ ના કર?" કેકીએ માંગી લીધું; "જરા તો મારી સાથે હસ? જરા તો ખુશી થા?"

"પણ તમોને જોવાની આંખ નથી?" કાલી કવચ છછણીજ પડી; "હું ખુશી તે કેમ થાઉં પરણ્યા પછી બી મને ભરતામાંજ તમે પાછી મોકલી આપોછો ત્યારે?"

"અરે પણ તે તો હવે ફક્ત એકજ દહાડાને વાસ્તે છેની?" કેકી કગલી પડયો; "તું જો તો ખરી, હું બાવાને કેટલા જલદી ને કેવા ઠેકાણેસર લાવી મુકું છ તે!" અને પછી જરા થોભીને વધાર્યું, "લેની, તુંને ખરું કેહું?" હું

તો આપરાં લગન આગમચજ એવણને બધો ભેદ ખોલીને કહી દેવાનો હતો, પણ હમણા હમણા એવણની તબીયતનું ઠેકાણું નથી ને સ્વભાવમાંબી કાંઇ ઘણોજ ફેર પરી ગીયોછ ! ખુદા જાણે શું મોકાણ છે; કંઇ સમજણ પડતી નથી. બારણાં બંધ કરીને ઓરડામાં એકલા બેસી રહેછ. કંઇબી ! એવણના મગજપર ભાર છે ખરો !"

"કાંઇ પૈસા ટકા જતા રહેવાનો તો નથીની ?" કુમીએ ઝટ પોતાની બેઠકમાંથી એ સાંભળીને અરધી ચમકી ઉઠતાં પુછ્યું. ઓ, તેણીએ આવા એકને તેના ફક્ત કમીના પૈસાને ખાતર તો પોતાનો ખાવીંદ અને માલેક બનાબ્યો હતો, અને હવે જો કાંઇ તેવુંજ પોલાણ પ્રગટ પડે તો ? જાણે કુમીનો તો જાનજ એ ખ્યાલની ફકર થતાં આખર થઇ ગયો !

"નહી, કાંઇ છેક તેવું હોય એમ મને લાગતું તો નથી," કેકીએ ફ્કરમંદ ને વીચારવંત અદાઓથી કહ્યું, અને પછી તરત પોતાની ઉલટમંદ રવેશે આગલી વાતપર પાછો આવતાં વધાર્યું, "અને તેથીજ મેં તેવણ આગળ આગમજથી વાત છેડી નહીં. હવે કાલે સહુવારે ઘેર પહોંચતાંની સાથે હું વાત કરી લેવશ, અને પછી કાલને કાલ તમો લોકને અત્રેથી મુંબઇ લઇ જવા પાછો આવશ."

કુમીએ જવાબ કરયો નહીં. તે ચુપ બેઠી. હજી તો ભેંસ પાણીમાં હતી ! હજી તો ડોસો મનાએ સમજે કે મરીને માંચડો ખાલી કરી આપે તે ઉપર બધો આધાર હતો ! વળી વધારે—તે આ ઓદાણી કે જેને તે ખરાં જીગરના કમકમાટથી ધીકારતી હતી તેને ફક્ત તેના પૈસાની કુમકપર પરણી હતી—તેના પોતાનામાં બીચારામાં ગમવા કે ચાહવા જેવું

હતુંજ શું ?–તેનાંમાં એક તો મીઠાંનીજ તાણ હતી, ને બીજું તો વળી તે વાંદર જેવો "સોહામણો હતો; અને તે છતાં એવો બેકીમતી ભોગ પોતાની જીંદગીનો આપી ચુકવા પછી તે ડોસાને માથેના ભારની જે હેમક "કેકી" રહી રહીને હમણા વાત કરતો હતો તે તેના પૈસા ટકાની તારાજીને લગતા કોઇ ભયંકાર ભેદનીજ વાત પુરવાર થાય તો ? ગરીબ કુમી–તે એવો એક ખ્યાલ વટીક કરતાં બાતેનમાં થરથર ધરૂજી !

તે ગાડીનાં ખુણામાં દબાઇને બેસી રહી, અને જ્યારે કેકીએ જરા તરા હીંમત પકડી એક પરણ્યા ખાવિંદનો પ્યાર પ્રદરશીત કરવા જેવી હીલચાલ કરી, અને એકાદ બોસો લેવાને તે વાંકો વળ્યો ત્યારે તેણીએ તેને થથરાવીને "સરખે સરખા બેસી રહો !" એવો હુકમ કરયો.

કેકી દબાઇ ગયો !

"તું એમ શું કરેછ, ડીયર ?" તેણે એમ છતાં પછીથી તરત હીંમત એકઠી કરી પ્રોટેસ્ટ કરયો; "હું તહારો પણ્યો ખાવીંદ છેઉં, અને—"

"મારો પણ્યો ખાવીંદ ?" કુમી મોટા તુચ્છકારથી બોલીને કડવાસથી હસી.

"હા, નહી કાંય ?"

"તમે. મને તમારે ઘેરબારે બોલાવી શકો પછી એ બધી વાત કરજો," તેણીએ ફફડાટથી કહયું; અને, પરીણામમાં, તેઓને સ્કુલમાં મુકી આવીને કેકી જ્યારે સ્ટેશનપર પાછો ફર્યો, અને ત્રેનને ટાઇમ હોવાથી પ્લાટફારમ ઉપર ઉસ્કેરાયલો ઉપર નીચે ફેરા લેયા કરતો હતો, ત્યારે એક ખુશાલ વરરાજા કરતાં તરછોડ પામેલો ને અત્યંત ના ઉમેદ થયલો કોઇ

ગમખાર આસામીને વધારે મળતો આવતો દેખાતો હતો! કુમી તેની હકદાર હતી, પણ છુટાં પડતાં બી તેણીએ એક બી હેતની ચુમીની આપ લે થવા દીધી ન હતી, અથવા એક પરણેતરના પવીત્ર પ્યારનું એકબી લક્ષણ દેખાડી કે મંજુર કરી શકી ન હતી! તે, એટલા માટે, ઘણોજ રંજ પામેલો ને દીલગીર થયલો પાછો ફરયો હતો.

તે બીજી સહવારે મુંબઇ ઉતરયો, અને ત્યારે કાંઇક તાજુબ થયો કે તેણે મંગાવ્યા મુજબ તેની જોડીની ગાડી તેને સ્ટેશનપર લેવા આવી ન હતી! એ શું? વધારે અજાયબી તો એ હતી કે કોઇ આદમી બી ન આવ્યું હતું, ને તેથી જાસ્તી ખીજવાયલો ને વધતો ખફા થયલો તે એક ભાડુતી ગાડીમાં બંગલે હંકારી ગયો.

તે બંગલો મહાલક્ષ્મીમાંજ દરીયાને મુખડે આવેલો હતો. મોટેરાઓ ને બડેખાંઓ રહે ત્યાંજ રહેવાનો પેસલા પરતાકચાને લોભ થયો હતો. તે અસલ્યાતમાં માનવાવાળો ન હતો. તેને ચીચોરા થયા એટલે તે પોતાને સર અને પીટીટનાં ખાનદાનની લગોલગમાં પહોંચી ગયલો ખરાં દીલથી સમજતો હતો, અને ભલેને તે મોટે ઘરનાંઓ તેને જોઇને નરકોરાં ચઢાવે કે નો કોઠાં કરે, પણ તેમની સરોબરમાં રહેવાનો તે પોતાનો છાપ બેસાડી શક્યો હતો. તેણે તેથી દરીયાનીજ બાજુએ એક રોનકદાર બંગલો ખરીદયો હતો, ને ત્યાં તે એક નવા "ઉગી નીકળેલા શેઠીયા"નાં ધપધપથી રહેતો હતો.

તેના પૈસા કયાંથી આવ્યા તે આપણે આગળ વાંચ્યું તેમ કોઇયે જાણ્યું નહીં, ને કોઇને તેણે ભેદ ખોલીને કદી કશું કહયું નહી. તે પાઉં બજારમાંથી દુકાન રાખતો સીધો

પાધરો ઉઠીને શેઠીયાઓની સંફમાં ઘુસી આવ્યો હતો, ને પોતાના પૈસાપર એકદમ મહા મુસ્તાક બની ગયલો નજરે આવતો હતો. એમ છતાં ગમે તે હોય પણ છેલ્લા ચાર છ મહીનામાં તેનામાં એકાએક ઘણો ફેરફાર પડી ગયલો તેનાં ઘરનાંઓ જોઇ શકતાં હતાં. તે બીધેલો ને ઉદાસ થઇ ગયલો નજરે આવતો હતો. તે પુરી ભુખે ખાતો નહી કે ખરી ઉંઘે ઉઘાતો નહી. તે કોઇનેબી પોતાનો ભેદ કહેતો નહતો, કે જયારે કાંઇ બી બુરૂં થયલું કે થતું હોવાનો ખટકો તેઓને ખચ્ચીત કરીને થતો રહેતો હતો. તે વાસ્તે તે પવનસે લડે એવો ચીરડાઉ ને પાજી બની ગયો હતો.

હવે કેકુ જયારે પોતાના બંગલાની લગોલગ આવ્યો ત્યારે જોઇને ઘણો તાજુબ થયો કે આગળના બાગની રેલીંગ આગળ કેટલુંક ગરીબ લોક જમા થયલું હતું, અને વળી દરવાજાપર બે પોલીસના સીપાઇ આવી ઉભેલા હતા!

તે કુદકો મારી ઉંચે દમે ગાડીમાંથી ઉતરયો, અને તેને સારાં નસીબે બારણામાંજ તેઓનો ખાનસમા મળ્યો.

"કેમ અમદુ, એ શું બધી ગડબડ છે!" તેણે ગભરાટમાં તેને ઉતાવળો સવાલ કરયો.

"ઘણી બુરી ગડબડ છે, સાહેબ," તે મુસલમીન ખાનસમાએ મોટી ઉદાસીના દેખાવથી કહયું; "આજે અત્યાર તક મોટા શેઠ ઉઠયા નહી, ને અંતે બારણું ઉતારી અંદર જઇ જોયું તો શેઠે પોતાનું ગળું કાપી નાખી આપઘાત કરેલો છે!"

"હેં!" અને કમનસીબ કેકીને લાગ્યું કે તેના પગ તળેની ધરતી તેના સામે ચકકર ચકકર ગોળ ફરતી હતી!!

"એક ચીઠી લખી ગીયાછ જે પૈસા ટકા આયા તેવાજ વરસ બે વરસમાં પાછા જતા રહેલા, ને ત્યાર પછી ભપકો જેમનો તેમ જારી રાખવા મોટા ચાલુ ખરચો જેમને તેમ રાખેલા હોવાથી કરજ ઘણું થઇ ગયું, જેમાંથી બચવા જેવું કંઇજ નહી જોઇ, બેઇજતીથી ડરીને, મેં માહરે હાથે માહરૂં સુઝયું કરી લીધું છ !"

"ઓ ખોદા, ઓ ખોદા !" કેકીએ એ સઘળું સાંભળતાં દુઃખની હાય પુકારી, અને બીજી પળે પોતાના તારાજ અને જખેહ થઇ ગયલા મુરબીની લાશ પોલીસના ચોકી પાહરા હેઠળ પડી હતી તે ઓરડા તરફ એક દીવાના જેવો દોડયો ગયો.

——:o:——

## પ્રકરણ ૬.

—:o:—

માકી ધસાંધસ રડતી હતી.

તે પોતાના પીતાની પાયામાલી અને આપઘાતની વાત સાંભળી થથરી ગઇ હતી, અને કેકીનો એ મકસદનો તાર આવ્યો તે વાંચતાં તે અભાગણી છોકરી આખાં તનબદનમાં થરથર ધ્રુજી હતી. તે પછી તે કલાપીટ કરતી તેજ બપોરની ગાડીમાં મુંબઇ જઇ આવી હતી, અને બેહેસ્તીનાં દશમાં પછી હાલમાં ફક્ત સ્કુલથી સદાની રૂખસદ પામવા અને પોતાની ચીજ વસ્ત જે તે વેર નાંખ મુકીને એ માઠા સમાચાર મળવા સાથેનાં ઉતાવળા ગભરાટમાં ચાલી ગઇ હતી. તે સંભાળી લેવા અને સાથે મુંબઇ લઇ જવા, તથા મીસ ફેઝર

અને બીજાંઓને મળી લેવા તે આ એક છેલ્લો ફેરો અત્રે પાછી આવી હતી.

તે બાપડી જાણે એક ખુશીના ખ્વાબમાંથી ઝપકીને બીદાર થઇ હતી. અરેરે, એક પખવાડયાં આગમજ તો તે પોતાને એક તાલેવંત બાપની તાલેવંન દીકરી જાણુતી હતી! તે વખતે ખાનાખરાબી એટલી હદ સુધી પહોંચેલી હોવાનો તો તે હીણભાગ્ય બાળાને એક દુરનો સ્વપ્નો એ ન હતો, અને અફસોસ કે ખરાબી આવી લાગી તે તેણીના બાપનો જાન શોધતીજ માત્ર નહીં પણ તે પાછલ રહેલાઓની પુરેપુરી પાયામાલી, પશેમાની ને ખસ્તે ખોહારી શોધનીજ આવી હતી!

તે ગરીબ છોકરી મહા દુઃખ પામતી હતી. જોતાં જોતાંમાં તે નીરધન, નાચાર, નાવારસ થઇ ગઇ હતી! તેના બાપનાં દ્રવ્ય અને દોલતનો સુખી સ્વપ્નો જાણે આંખ ઉઘડતાં ખતમ થઇ ગયો હતો, ને તે ભાઇ બેહેન પરેશાની ને પશેમાનીમાં એકદમ ગીરફતાર ગરક ગ્યાં હતાં!

પણ જ્યારે માકી એમ કલ્પાંત ·રતી હતી, ત્યારે કાળી કવચ—કુમી કલાંટની શી દશા હતી

તે તેણીની પાસે માકીના ઓરડામાંજ પાનીને હાલમાં ઉભી હતી, પણ તે લોકે લાજે વધતી આવી તી. તે દેખીતી રીતે માકીનાં મોટાં કલ્પાંતમાં તેણીને સબર મનાવા ને દીલાસો દેવા અત્રે આવી હતી, પણ એ—તેણીની પોતાની ધાતકી નાઉમેદી ને જીગર ચીરી ફાંસી નાંખનારા ખીજવાટનો ખરો ખ્યાલ કઇ કલમ વાંચનારને આપી શકશે? તેણીની છાતીમાં અંગાર ધગધગતા હતા! તે કેફીં જેવા એબયલને પરણી તે શા પર? ફકત તેના બાપના તે કહેવાતા બેશુમાર પૈસાપર,

અને એ શું ચત્રીત્રાં અને તેણીનાં ફુટેલાં તકદીરનું કાંઇ કમ કર્તવ્ય હતું કે તે પરણીને પરણી બીજીજ સહવારે એક ધડાકા સાથે તે ડોસાની ખોહારીનો ભડકો ફુટી ગયો?

તે મરવાનો હતો તે મુવો તો ખરજાહનમ, પણ તે એક દહાડો જલદી બી નહીં મુવો? ગજબ થયો! એકજ દહાડો તે વહેલો મુવો હતે તો ફુમી પોતાનો આ ભયંકર ભોગ આપતી આસાનીથી બચી જતે; અને હવે? અને હવે "ન ઇધર કે રહે-ન ઉધર કે રહે" તેની અવદશામાં જેટલી આ. સ્કુલથી તેટલીજ વળી તેણીએ મોતાની મતલબસર શોધેલી પૈસાની પનાહથી તે અલગ રહી અને રવડી ગઇ!

ખરેખર, ખુદાની લાકડીને અવાજ નથી. તે કેકીને હીણુતી ને ધીક્કારતી છતાં પોતાની પાપી મકસદ-નાચીજ પૈસા-ના લોભ ખાતર પરણી, અને ત્યારે કાળી કવચનો એ અધર્મ ખરેખર ખુદા વટીક ખમી ન જાએ એવોજ હતો! પરીણામમાં, તેથી, બીજીજ સહવારે માકીપર આવેલા કેકીના વીગતવાર તારથી ફુમીને જયારે એ બધા ભયંકર ભેદની ખરી બાતમી મળી ત્યારે ગોયા તેનાં બદનમાં ફરતું લોહી બંધ થઇ ગયું, અને તે પથ્થર થઇ ગઇ.

તે ચીસ પાડીને રડી પડતે ને પોતાની ધાટકી નાઉમેદી ને ખીજવાટમાં સર પટકીને બાલેબાલ પીખી નાંખતે એવીજ બધી જોરાવર લાગણીઓ તેણીને થતી રહી, પણ તેમાંનું તે કશુંબી કરી શકી નહીં. તેણીનો કેકી અને માકીની સામેનો ગુસ્સો એટલો જલ્દ અગ્નીની ફીસમનો હતો કે જાણે તે ખફગીની આગમાં એ જાતની નબળાઇ પુરવાર કરનારી તેણીની તે બધી હીલચાલો બળી જળીને ખાખ થઇ ગઇ!

તેને માકીપર થી ઓછું ઝનુન આવતું ન હતું. તેણેજ તો આગળ રહીને તેણીને સમજાવી સમજાવીને આમ ગરદન મારી હતી? તેણેજ તો તે રાઉસ ભાઈની હીમાયતમાં રોજબરોજ તેણીને ફંટાળો આપી આપીને સીસામાં ઉતારી હતી? એટલા માટે પોતાના બાપનું "દશમું ને બારમુ" કરીને માકી જયારે પાછી ફરી, અને સ્કુલમાંથી ઉઠાંગરી કરવાની તૈયારીઓ કરતી તે તેણીના ઓરડામાં ધસાંધસ રડતી હતી એમ તેણીને કહેવામાં આવ્યું ત્યારે તે ત્યાં ગઇ ખરી, પણ માકીની પાસે ઉભેલી તેને હેત અને મોહોબતની નરમાસથી દીલાસો દેનાર કરતાં બને તો તેણીનું માથું છુંદી નાંખવાનાં ઝનુનમાં ઉભેલી એક કપટી તરીકે–જેને જોવાનું ભાન હોય તેને–તે વધારે નજરે આવે એવો મામલો પ્રતયક્ષ દેખાતો હતો!

"ઓ રુમી, ઓ રુમી, જોરે જો, આજે બધું એકાએક શું થઇ ગીયું!" માકી કકલાટ કરતી હતી; "કેવા મારા બાવાજી! કેવા બાદશાહ જેવા જીવના ને કેવા દયાળુ તબેહના મારા બાપ! અરે બાપ, મારા બાપ, એ તમોને શું સુઝયું?"—અને તે દુઃખી છોકરી બે અખ્તયાર રડી પડી.

"હવે શાનો એટલો જુઠ્ઠો જુઠ્ઠો કકલાટ કરેછ?" રુમી તરડાઇ પડી. "એમ રરવા કુટવાથી કંઇ તારા બાપ પાછા આવવાના છે? તેવણનું તો મોહોત ઉતું ને મરી ગીયા, પણ બીજાંને જીવથી મારી ગીયા તેનેજ રરની? બુરૂં કંઇ તેવણનું નથી થયું; ખરો મરો તો જેઓને પોતાની બધી કીધી કરણીનાં ફળ ચાખવા મરનાર પછવારે છોરી ગીયાછ તે લોકનોજ થઇ ગીયોછ તેની તુને કાંઇ સમજ બરીછ?"

પણ માકી તે હેતવંતી ભોજાઇના એ વાહીયાત બકવાત

પર કશું ધ્યાન આપવા કે ગુસ્સો કરી શકવા જેવી મનની સ્વસ્થ હાલતમાંજ ન હતી.

"અરે બાવાજી, હવે અમે તમોને પાછા કાંઇ જોઇશું?" તેણીએ કલ્પાંત ચાલુજ રાખ્યું; "હવે તમારા વગર અમારે માંથે વાંસે કોણ થશે?"—અને કુમીને તો એ બધો કકલાટ સાંભળતાં એવું ઝેર ચઢે કે જાણે હમણાં બાજુમાંની દેવાલ સાથે માકીનું માથું અફાળી મેલીને તેને બી જીવથી ત્યાંજ મારી નાખી ને હંમેશની ચુપ કરી મેલે! તે પીસેલા દાંત ને બીડેલા હોઠ સાથે, બંને હાથોની ટાઇટ મુકીઓ વાળી, લગભગ ખુની જેવીજ લાલ લોહીઆળ આંખોથી માકીને મોટા તુચ્છકાર વચ્ચે તેના કલ્પાંતમાં ટીકતી ઉભી હતી. તે પોતે નાઉમેદી ને ખીજવાટથી અરધી દીવાની બની ગઇ હતી, અને તેથી માકીને તે ઢોંગી ને ઠગારા મરનારનાં મોહોત માટે કલ્પાંત કરતી જોવાનું તેણીને સારૂ બળતાંમાં ઘી હોમાવા સરખુંજ થઇ પડયું હતું!

એવામાં મીસ ફ્રેઝર તે ઓરડામાં આવી. તે સરેસ્તાના ગંભીર ઠસ્સામાંજ બારણું હળવેથી ઉંઘાડી અંદર આવી. તેનો ચેહેરો દર્દમંદ ને દયાળુ હતો. તે દેખીતી રીતે માકીની આ અવદશામાં ખરાં દીલથી દયા ખાતી હતી.

"ચાલ ચપીજા, માકી ડીઅર," તેણીએ તે છોકરીનું માથું હેતથી પેટમાં ચાંપી કહયું; "બનવા કાળે બનવાનું તે બન્યા વગર રહેતું નથી."

"ઓ મીસ ફ્રેઝર, હું કેમ ખમું? કેવા માહરા બાપ! કેવા માયાળુ, કેવા મેહેરબાન!" માકીએ ડચકાંઓ વચ્ચેથી

કહયું—અને કુમી પ્રગટ તીરસકારથી, કંટાળો ખાધેલી, ત્યાંથી ખસીને બાજુમાંની બારીએ જઇ ઉભી.

"હું તે જાણુંછ, હું તે સમજુંછ," મીસ ફ્રેઝરે માકીના કકળાટના જવાબમાં દીલાસો દીધો, "પણ હવે એમ તારી તબીયત બીગાડવાથી શું હાંસલ થવાની છે? તેવણ તો મરીને સુખી થયા. બીચારા જંજાળથી છુટા! ચાલ ચપીઝન-ગરીબ છોકરી!"—અને મીસ ફ્રેઝરનાં માનમાં કહી શકાશે કે આ તેણીની લાગણી ખરાંજ દીલસૂી હતી. તાજુબી એ હતી કે આજ તક કોઇને માટે બી એટલી નરમાસ કે એવી દીલસોઝી તે "મોટી માસ્તર" બતાવી શકી ન હતી!

તે (મીસ ફ્રેઝર) હવે કુમી આગળ ગઇ!

"હું ધારૂંછ કે આપરે અહીં હોઇ શું તો એનું દીલ ભરાઇ આવ્યાંજ કરશે," તેણીએ કુમીને કાંને લાગી કહયું; "ચાલ, આપરે અહીંથી જતાં રહીએ, ને તું માહરા ઓરડામા આવ, કુમી. મારે તુંને તાહરે પોતાને લગતું કંઇ ઘણી જરૂરનું કહેવું છે."—અને તે પછી તરતજ તે પીઠ ફેરવી ચાલની થઇ.

કુમીએ પાછવાડેથી તેની ખીજ પાડી.

"મરરે તું!" તે કટકા મોરતાં મનથી પટપટી; "વરી ભસ્તે ગેઇ મને માહરે પોતાને વરે તે શું કહી મરવાની હોશે?"—અને પછી માકીને પોતાને અસબાબ પેક કરતી એકલી છોડી તે બી ત્યાંથી જતી રહી."

પાંચ મીનીટ, અને તે મીસ ફ્રેઝરના ઓરડામાં ગઇ. મીસ ફ્રેઝર પેલીજ મોટી પીઠની ખુરસીપર તેની વાટ જોતી એક કાગળ વાંચતી બેઠી હતી, અને કુમી જઇને છેલ્લી

ટપાટપી વખતે જે ટેબલ આગળ ઉભી હતી તેજ ટેબલ કને ઉભી રહી.

"તું આવી કે?" મીસ ફ્રેઝરે ચશમામાંથી આંખ ઉંચી કરી તેના ભણી જોતાં કહયું; "ખુરસી લે ને બેસ."

કુમી બેઠી.

તે મનથી ઘણી અજબ થઇ કે એ વળી શું નવું કઉતક હતું! મીસ ફ્રેઝર અસાધારણ મમતાથી બોલતી હતી, ને તેણીએ વળી આજ તો તેણીને મોઢે ચઢીને આવી માયાથી બેસવા વટીક કહયું હતું!

"આએ તારા પપાનું કાગજ આયુંછ," મીસ ફ્રેઝરે તે પછી કહયું, અને કુમી ચમકી! તેના પપાનું કાગલ? જેની હસ્તી નીસ્તીમાં નાબુદ થઇ ગઇ હોય તેમ જેના તરફથી છ છ વરસના જુલમાટભરયા અરસા દરમ્યાન તેણીએ કશું એ સાંભળ્યું ન હતું તેમના તરફથી આજે કાગલ! તે હદ વનાની તાજુબ થઇ.

"એ માહરા બેકદર ને બેપરવા બાપ હવે રહી રહીને, અત્યારે શું લખેછ?" કુમીએ ભીતરમાં દરીયા દોહવાતા હોવા છતાં બાહેરથી તમામ શાંતીનો દેખાવ રાખી સવાલ કરયો.

"તેવણ પાછા મુંબઇ આવેછ," મીસ ફ્રેઝરે જવાબ દીધો.

કુમી, એમ છતાં, એ સાંભળીને અજબ કે રાજી થયલી જણાઇ નહી. તે બાપને માટેનાં હેતની લાગણીઓ વરસોથી તેણીની છાતીમાં મરણ પામી ચુકી હતી.

મીસ ફ્રેઝર ખુશ મીજાજે હસી.

"તું કાંઇ અજબ કે ખુશી થતી નથી દેખાતી, કુમી ડીયર," તેણીએ અજબ જેવી મમતાળુ લાગણીથી કહયું,

"પણ તું બધું જાણુશે ત્યારે અજબ થવા વગર રહેવાનીજ નથી. જો સાંભળ એ કાગળ."—અને તે જેમ ઇંગ્રેજીમાં લખેલો હતો તેમજ મીસ ફ્રેઝરે કુમીને ખુલ્લે સાહાદે ધીમે ધીમે વાંચી સંભળાવ્યો, અને કહેવાની જરૂર છે કે તે સાંભળતાં કુમી અજાયબીના એક દરીયાવમાં ખરેખર ગરક ગઇ?

તે કાગલમાં, ત્યારે, એવું તે શું લખાઇ આવ્યું હતું?

અમો તેનો ભાવાર્થ ટુંકમાં અત્રે વાંચનારાં સાહેબોની વાકેફી થકી રજુ કરશું.

તેમાં વધાઇ લખાઇ આવી હતી કે કુમીના બાપનો હાલ નહી ધારેલો એકદમ ને અચણુચ ફરી ગયો હતો! તે ખાખાવરખા જેવો પોતાનું ટટ્ટુ અત્રે નહીંજ ચાલવાથી ઠેઠ જંગબાર ગયો હતો, અને ત્યાં બી માહ મુશકીલથી પોતાના નીભાવખરચ જેટલું પેદા કરતો રહેલો હતો; પણ પાછળથી એક મોટા જોખમની કારસાજીમાં તેણે યાહોમ ઝીપલાવ્યું, અને પરીણામમાં તેનો દહાડો તમામ નહી ધારેલો ફરી ગયો. તે ત્યાંના સુલતાનનો માનીતો થઇ પડયો, અને અચણુચ માન ચાંદ અને પૈસા ટકાની પરવરદેગારે તેનાપર હર પાંતીની ને બે શુમાર નવાજીશ કરી—એવી હદ સુધી કે હાલમાં મોટો નામદાર ને જરદાર બનીને એક લખોપતી શેઠયા તરીકે તે પોતાની જન્મભુમી તરફ પાછો ફરતો હતો!! તે હવે બુઢાપો પોતાનાં એકનાંએક બચ્ચાંની ગોદમાં આરામ થકી ભોગવવા મુંબઇ પાછો આવતો હતો, અને તે બચ્ચાંને વરસો તક વીસારી મેલવાની ગુમરાહી ને અંધાપાના પોતાના અપરાધનો હવે તેને પૈસા ટકાનાં સંપુર્ણ સુખમાં રાખી તે જાણે પોતાનાં દીલો-

જાનથી બદલો વાળી આપવા ચાહતો હતો; ને એજ મકસદનું તેણે બધું સવીસ્તાર મજકુર લંબાણ કાગલમાં લખી વાળ્યું હતું !

## પ્રકરણ ૭.

—:૦:—

કુમીનો દમ બંધાઇ ગયો.

તે ન તો હાલી ન તો ચાલી; તે ન તો હસી નતો રડી. તે ખામોશ એક મીણનાં પુતળા જેવી બેસી રહી. ફકત ઉપરથી અનેક તરેહની અસહય લાગણીનાં પરીણામમાં તેના હોઠ ધ્રુજતા સ્પષ્ટ નજરે આવતા હતા.

તે ખુશી થયલી તો જરા બી દેખાઇ નહી. ઉલટા તેના ગાલ જાસ્તી ફીકકા પડયા અને તેની આંખો વધતી ખુનખાર બની. જાણે તેણીને જબરો "શૉક" લાગે એવા કાંઇ માઠા સમાચાર મળ્યા હોય તેવોજ હુબહુ હીણુ નસીબની કુમીનો બધો હાલ હાલમાં નજરે આવતો હતો !

"તું તદન ગભરાઇ ગયલી દેખાયછ, કુમી ?" મીસ ફ્રેઝરે બેહદ મમતાથી કહયું; "ઘેલી, એ તો ખુશીની વાત છે; હવે તો ખુશીજ થા. લે આય કાગલ—તારા ઓરડામાં જા ને ધીરજથી વાંચજે, એટલે તારાં મનનું સમાધાન થયા પછી તુંને બધું વધારે સારી રીતે સમજ પડશે."—અને કુમીએ ચાવી આપેલાં એક પુતળાંની અદાથી હાથ લાંબો કરી તે કાગલ લઇ લીધું.

"એ ક્યારે આવ્યું?" તેણીએ તે પછી તમામ શોકાતુર સ્વરે--ધીમે ને ગળગળતે સાદે પુછ્યું.

"હું દીલગીર છું, દીકરી, કે એ છેક બાર દહાડાનું આવેલું મને આજેજ હાથ આવ્યું," મીસ ફ્રેઝરે ખુલાસો કરયો. "એમાં ઘણી મોટી ગફલતી થઇ છે. પોસ્ટમેનને મેરી વરંડાપર મળી ગેઇ હોશે તેનેજ તે આપીને ચાલતો થયો, ને હું તે વખતે મીસીસ સ્કૉટને મળવા ગયલી હોવાથી મારાં આવતાં સુધી મેરીએ તે પોતાના સ્કર્ટનાં ગજવામાં રાખ્યું. તે પછી તે હેમક છોકરી એ કાગલની વાત તદ્દનજ ભુલી ગઇ ને છેક આજે સવારેજ તે બદલેલા સ્કર્ટની ને તેમાં રહી ગયલાં એ કાગલની એને યાદ થઇ! મેં તેને ત્રણ રૂપીઆ ફાઇન કીધોછ.

"બાર દહાડા થયા—બાર દહાડા?" કુમીએ મોટા અફસોસની હાએથી અટવટ કરયું, અને વાંચનાર તેણીનાં એ અટવટનો બાએસ સેહેલથી સમજી લઇ શકસે. તે પૈસાપર મરવાવાળી હેમક કેકીને ફકત પૈસાને ખાતરજ પરણી હતી, કે જયારે ખરેખર તો તે જે સાંજે પરણુ તેજ સવારે આ કાગલ હાથ આવી ચુક્યું હતું!

એ કેવી ક્રુર સરજત! નસીબનાં કેવાં બેરેહેમ નખરાં!! જો વેળાસરજ આ વધાઇની માંહીતી થાત તો કુમી કેકી જેવા એકને પોતાનો ભરથાર બનાવાની સત્યાનાશીમાં ઉતરી જતેજ શું કામ? તે પરણી—પૈસાને ખાતરજ પરણી; અને ત્યારે એક હાથપર કેકી તારાજ થયો, ને સામી તે પોતેજ બાપીકાં ધનથી પૈસેટકે પુર થઇ પડી!

* * * *

કુમી તેના ઓરડામાં એકલી હતી.

પેલો કાગળ તેના ખોળામાં ખુલ્લોજ પડેલો હતો, અને કલાકો તક પોતાની એ અજબ જેવી હદ સુધીની હીણી સરજતપર વીચાર કરતી તે તસતસ આંખોએ ત્યાં બારીનાં એક ખુણામાં ખુરસી ખેંચી એકલી બેઠેલી હતી.

તે એમજ દીવાંની જેવી બેસી રહેતે—જો માકી તેને મળવા આવીને એ તેણીની બુરી હાલતમાંથી તેને સજાગરૂત ને સચેટ ન કરતે તો।

માકી તેને મળવા આવી હતી. તે સ્કુલથી સદાની રૂખસદ લેતી હતી, અને જવા પહેલાં કુમીને કોટી કરવા આવી હતી, જયારે જવાબમાં તેણીએ તદન અણમણી—અરધાં દીલની-માકીને એક કોટી આપી. "આવજે" કીધુ. તે નરણુ બોનુંએ પોતાનાં સગપણને લગતી તો, અલબત, કશીજ વાત કરી નહી. એક બોલ બી નહીં. ગરીબ માકી બીહીતી હતી કે કુમી તો એ વાતની યાદ આપતાં તેને જીવતીજ ફાડી ખાશે, અને કેકીએ આજ તક તેને એક કાળો હરફ બી લખ્યો ન હતો તેજ બતાવવાને બસ હતું કે તે ઉલ્લુ જવાન પોતે બી પોતાની આ પશેમાનીમાંથી હજી તક કશી રીતની રીહાઇ પામી શકયો ન હતો.

માકી ગઇ.

તેણીએ ગાડી ઉપડી જતાં પોતાનાં આંસુઓ વચ્ચેથી ગાડીમાંથી ડોકું કાઢી કુમીની બારી ભણી જોયું, કે જે તેણીને જતી જોવાને કશીજ દરકાર રાખતી ન હોય તેમ રડમસ હાલે પોતાની ખુરસીમાં હજુવી બેસીજ રહેલી હતી.

તેણીનાં (માકીનાં) મનમાં એથી ઘણું ઓછું આવ્યું. તે તેણીને આવા દુઃખભરયા સંજોગોમાં વટીક ગાડીવેર મુકવા ન આવી કે હેતની એક બી ખરી લાગણીથી તેને બગલગીર ન થઇ તે માકીને જરા થઇ ને ગમ્યું નહીં; પણ, એમ છતાં, તેણીને એ છોકરી તેણીની અજબ જેવી સુંદરતાના સબબે અતાઘણી ગમતી હોવાને લીધે તે કેમે કરતાં તેની ઉપર પોતાનાં મનથી વટીક ગુસ્સે થઇ શકી નહી. તેણીનો અફ્સોસ ને બળાપો એ હતો કે તેના બાપ એવી એક નમુનેદાર વહુને એકવાર બી નજરે જોવા પામ્યા નહી; જોતે તો તેણીની ગમે એવી ગરીબી ને પૈસાની મોહતાજી છતાં (ગેવણનો પોતાનો હાલ એકવાર હતો તેવો આબાદજ રહયો હતે તોબી) તુરત મોકળે મને તેણીનો તેઓ હેતથી આદરસત્કાર કરતે.

તે બપોરે મીસ ફ્રેઝરે કુમીનું જમવાનું એક ત્રેમાં તેના ઓરડામાં પરભારું મોકલી આપ્યું, ને એક આયા તે ટેબલ ઉપર લાવીને મુકી ગઇ ત્યારે કુમીથી તેનાં જળતાં જીગરની દરેક અગન છતાં હસ્યા વીના રહેવાયું નહીં. તે ભોણું ઘણીજ તજુમલનું મોકલેલું હતું, અને રોજ તેણીને ડોસો ભરવા જોગું જે તંગ ખાવાનું મળતું હતું તેથી ઉલટી રીતે જથ્થામાંજ નહીં પણ જાતમાં અને સ્વાદમાં પણ તે આજે એક ઘણી ચઢયાતી રકમની ન્યામત હતી!

અરે પૈસા, પૈસા! કેવું તાહરૂં દુન્યામાં મહત્વ છે! ફીલસુફો તને "હાથનો મેલ" પુકારે છે, અને કવીઓ તને ફગીનો અને તુચ્છ જાહેર કરે છે; અને તોબી ખાન, પાન, માન, શાન બલ્કે જાન વટીક તારા થકીજ અગત અને

અમરગી જાણે છે! કમનસીબ કુમી—કાળી કવચ-ગઇ કાલ તક તો ઠેકે ઠેકે મરાતી હતી, કેમકે તે ગરીબ અને મોહતાજ હતી; પણ તેણીનો બાપ લખોપતી થઇને હવે તેણીને પોતાને આશરે લેવા પાછો ફરનાર હતો એ દીલ ઉશ્કેરનારા સમાચારે મીસ ફ્રેઝરની તેણીની તરફની બધી વલણજ જાણે ચમત્કારીક કે જાદુઇ અસરથી હોય તેમ ફેરવી નાખી આપી હતી!

"મીસ ફ્રેઝરે જમવાનું મોકલ્યું છ, મીસ," તે ત્રે ટેબલ પર ઉતારતાં આયાએ કહયું; "મૅમ કહે છ કે તમે સહવારે નાસ્તો કરવા બી આજે નથી આયાં તે એમ જો નહી ખાશો તો બીમાર થશો. જરા ખાઇને પાણી પીવો કે જીવ ઠરે."—અને તે આયા ગઇ.

કુમીનું તો ઘણું મન કે તે ત્રે ધધરાવીને પાછીજ વાળે, કેમકે જે ગઇ કાલ સુધી મીસ ફ્રેઝર કદી કરી ન શકી હતી તે હવે આજે કરવા તણાઇ મુઇ હતી તે કુમીનાં સ્વમાનમાં નહીં પણ કુમીના બાપના પૈસાનાં સનમાનમાં વધારે હતું; પણ તાજુબ કે હવે તે "મડમ" સાથ મરાયા કરવાનું આપણી કાળી કવચનું ઝનુન પણ તેણીની છાતીમાં મરી રહયું હોય તેમ તેવું વર્તણુ કરવાને અણગમો વધારવા તેણીને આ વખતે ગમ્યું નહીં. તેણીએ, તેથી, મન કઠણ કરીને છુક બાચકો ખાઇને પાણી પી લીધું.

તે પછી તે પાછી બારી આગળ જઇ બેઠી; અને હવે પેલી ગળામાં ઓળવેલી તોક-ફેકી જેવા એક એબ્બક્ષ બાવંદની ઝુસરીથી કઇ રીતે મુક્તી મળી શકે તે માટેનાં ઘણાં દુઃખકારક અને ગંભીર વમાસણમાં તે ઉતરી ગઇ-તેટલાં

તેણીનાં ઓરડાનું બારણું પાછું ઉઘડયું અને પેલીજ આયા પેલાં વાસણ ઉપાડી જવા પાછી અંદર આવી.

"એક પારસી ગ્રહસ્થ નીચે આયાછ, અને તમોને તાકીદથી મળવા માંગેછ, મીસ." તેણીએ તે વેરવાર વાસણો જમા કરીને તે ઉંચકી કહ્યું.

"કોણ છે?" કુમાએ દુખી દેમાગે પુછ્યું.

"આપણાં મીસ માણેકના ભાઇ છે, મીસ," તે આયાએ જવાબ કરયો; અને પોતાના પતીનું નામ સાંભળતાં તે સુંદરીના ગાલો ઉપર એકદમ રતાસ ધસી આવ્યો.

તે ઓશક, ગભરાટ અથવા ગુસ્સાથી એકદમ લાલ થઇ ગઇ. તે અહીં? તે પાછો આવ્યો? તે શું કહેવા આવ્યો હશે?

એકાદ પળ તેણીને એમ બી મન થયું કે તેણીએ તેને મળવાને ચોખી નાજ કહી મોકલવી! હવે તેણીએ તેને મળવુંજ શા માટે જોઇયે? જે ઉમેદપર તેણીએ તેના એબ્યલ હાથનો એક સદા સુધી માટે સ્વિકાર કરયો હતો તેમાં તો તે જીગરતોડ હદ સુધી ઠગાઇ હતી, અને ત્યારે તેણીની સામે એ કીસમનો ભયંકર દગો થયલો હોવા છતાં તે નફ્ટ નાક લઇ વળી તેને શોધતો આવ્યો હતો તો તે શું કહેવા માંગતો હોવો જોઇયે?

"મીસ ફ્રેઝરે તેને આવેલો જોયોછ કે?" તેણીએ ધીમે સાદે તે વાસણ લેઇને તે ઓરડામાંથી બાહેર નીકળી જતી આયાને એકાદ પળ થોભાવી પુછ્યું.

"મીસ ફ્રેઝર તો બહાર ગીયાંછ, મીસ," તે આયાએ જવાબ કર્યો.

"ને પારસી કાંહાં છે?"

"નીચે ડરોઇંગ રૂમમાંજ છે."

"તેને ત્યારે આપણા ડાઇનીંગ રૂમમાં મોકલ; હવે જમવાનો વખત થઇ ગીયોછ તે ડાઇનીગ રૂમ તો ખાલીજ હોશે ?"

"હા, મીસ, ત્યાં હમણાં કોઇ નથી."

"ત્યારે તેવણુ સાથ મને જરા ખાનગી વાત કરી લેવીછ તેથી તેવણને તાંહાં લઇ જઇને બેસાર," કુમીએ નરમાસથી લગભગ અરજ કરતી ઢીસમે કહયું, "અને હું પછીથી તુંને ખુશી કરશ."

તે આયા આ છેલ્લા સખ્યારાથી કાંઇક રાજી થયલી જણાઇ. તે પારસી મળવા આવ્યો તે જાણીને તે પોરી કાંઇક ગભરાયલી ને ઉશ્કેરાયલી દેખાતી હતી તેજ બતાવવાને બસ હતું કે એ મીલાકાતના સંબંધમાં સઘળું જોઇએ તેટલું સીધું ને પાંસરૂં ન હતું; મગર તેણીને તેની આ થોડીક ખીદમત માટે ચીચોડા મળવાના હતા, તો પછી તેને કનવાર કરવાની શી જરૂર હોય કે મુરદાં બેહેસ્ત જનાર હતાં કે દોજખ ?

તે આયાના ઉતરી જવા પછી બી કુમી બેચાર મીનીટ પોતાનાં ઉશ્કેરાયલાં મનનું એકાંતમાં સમાધાન કરી લેવા પોતાના ઓરડામાં થોભી, અને પછી જયારે તે દાદર ઉતરી ત્યારે તેનાં કદમ મજબુતીથી મેલાયલાં અને ઠરાવભરયાં હતાં. કેકીને શું જવાબ કરવો તે અત્યારમાંજ પુરતી હીંમત સાથે તે મનથી નક્કી કરી ચુકી હતી !

"આયો તે બી ઠીકજ છે," કાળી કવચ દાદર ઉતરતાં

મનથી પટપટી; "એક વખત લટકો ફટકો થઇ ગીએ-લોજ બંસો."

તે ડાઇનીગ રૂમમાં પહોંચી. ત્યાં કેકી રડમસ અને ઉસ્કે-રાયલો જમવાની ટેબલ આગળ તેની વાટ જોતો ઉભેલો હતો, અને પોતાની પરણી મોહોરદારને બારણાંમાં દાખલ થતી જોતાં તે ઉલટમંદ અને અત્યંત આરજુભરયો તેને મળવાને સામો ધસી આવ્યો, કે જયારે કુમી એ મામલો જોતાં એક શાહનશાહ બાનુના રૅાબ ને દમામથી સામી બે કદમ પાછળ હટી ગઇ।



# પ્રકરણ ૮.

—:૦:—

ગરીબ કેકી! તે તદન હાલ હવાલ દેખાતો હતો. તેના ચેહેરાપર તેજી કે તુરાણી કદી બી હતીજ નહી, પણ હાલમાં તે વધારે હાલબેહાલ, લેવાયલો લુટાયલો ને આજોર્દા નજરે આવતો હતો. તેના પોશાકમાં આગળની પેઠે તઇયાર થતાં કશી બી નકસીની ટીપટાપ કરવા તે થોભ્યો હોય એમ મુત-લગ દેખાતું ન હતું. તેનો ચેહેરો શોકાતુર અને અદા તમામ દર્દમંદ અને ગંભીર હતી.

તે કુમીને સ્કુલના ડાઇનીંગ રૂમમાં દાખલ થતી જોઇ ઉલટલેર ને ઉતાવળો તેણીની આગળ ધસી આવ્યો, કે જયારે કુમી પોતે, આપણે ગયા પ્રકરણમાં વાંચ્યું તેમ. તે પોતાના પરણ્યા ખાવિંદની ગોદમાં હેતથી જઇને દબાવાને બદલે દેખીતા તુચ્છકાર ને કમકમાટ સાથે સામી બે કદમ પાછળ

ડી ગઇ! કોઇ બી બીજી છોકરી પોતાના ગમે એવા અણ-
મતા ભરથારની આએ કીસમની હાડમારી ને સંકટમાં વધતી
ાછી દીલસોજીથી દાઝીને તેની શરીક થયા વના રહી શકતે
હીં; પણ અફસોસ કે કુમી કલાંટ–કાલી કવચ પર એવી
ાંકે દયાળુ લાગણી ગાલેબ આવી શકી નહીં, ને જે આવી
ફકત ગરૂરીની, તીરસ્કારની, તુચ્છકારનીજ હતી!

"તમો અત્રે શું માંગોછ? તમે શું કામ અહીં મને
ળવા આયા?" તેણીએ ગુસ્સાની અગ્નમાં જલતી આંખ્યોએ
ડાજો કરી પુંછ્યું.

કેકીની તો જાણે એ સાંભળતાં બધી સુધબુધ ગુમ થઇ
ઇ. આવો આવકાર? તેના બાપના આપઘાત ને નામોશીનાં
જીગરતોડ દુઃખ પછી પોતાની પરણેતરને મળવા આવતાં
આએ કીસમની ઘાતકી તોરછોડ? તે થથરી ગયો.

"હું મારી પરણી બઇરીને મળુવાને તેણીનો દીલાસો
શોધવા આયોછ," એમ છતાં એક તારીફ લાયક જેહેમતથી
પોતાનાં મનનું સમાધાન કરી લઇ બીજી પળે કેકીએ તેનાથી
ચકી રાખી શકાય તે ઉપરાંત હુશયારીનો જવાબ કરયો.

"ચુપ કરો!" તેણીએ જીવ ઝીકાતી નાખ્યો, ને પછી
જઇને તે "ડાઇનીંગ રૂમ"નો દરવાજો બંધ કરી આલડરાપ
ચઢાવ્યો. તે કેકીની પરણેતર થતી હતી એમ રખે કોઇ
સાંભળે કે જાણે તેથી તે હેબક છોકરી બીહી ધ્રુજી રહેલી
નજરે આવતી હતી. તે પોતાની એ ગંભીર "નામોશી"
જાહેરમાં સ્વિકારવા કે જાહેર થઇ ગયલી જોવા જરાએ રાજી
કે તૈયાર ન હતી.

"કુમી," તે બારણું બંધ કરીને પાછી આવી એટલે કેકી લાગણી સાથે બોલ્યો, "જે થયુછ તેમાં મારો કશોજ અપરાધ નથી. પાક ખુદા સાક્ષી છે કે મેં તુંને કશીજ રીતે ઠગી નથી. હું તારી સાથે પરણ્યો ત્યારે અમારે માથે ભમતી એ મોટી ભયંકર આફતની મને કશીજ માહીતી નહી હતી; હું તો તુંને મુકીને ઘેર પાછો ગીયો તાંહાં તક પોતાને એક લખોપતી જેવા શેઠયા બાપનો શેઠયો સાહેબજાદોજ જાણતો હતો! આએ અમારાં ખાખાવરખાંપણાંને વાસ્તે, તેથી, વાહલી કુમી, તું સત કરી માનજે કે હું કશીજ રીતે તકસીરવાર કે જવાબદાર નથી."

"અને તેથી?" કુમીએ વધારે તુમાખથી પુછ્યું: "તેથી હવે તમે કહેવા શું માગોછ? તમો હવે ચાલી ચલાવીને અહીં મને શું કહેવા આયાછ?"

"હું તુંને મારી સાથે લઇ જવા આયોછ."—અને કુમી એ સાંભળતાં કેકીનું કલેજુંજ કપાઇ જાય તેમ મોટા કડવાસથી મોટે સાદે હસી પડી.

"તુંને હું અત્રેથી લઇ જવા આયોછ, કુમી," કેકીએ તેનાં તે તુચ્છકારભર્યાં હસવાપર જરાએ ધ્યાન આપ્યા વીના જારી રાખ્યું, "કેમકે હવે હું તાહરો હકદાર ભરથાર છેઉં, ને મારાં સુખ કે દુઃખમાં તું સદા સુધીની મારી છે!

કુમી પાછી મોટે સાદે એક "ઓહો!" સાથે હસી પડી.

"તું વીચાર કર, વાહલી," કેકીએ પોતાનાં પ્રમાણીક દીલની મોટી ઉશ્કેરણી વચ્ચે આગલ ગબડાવ્યું, "તું વીચાર કર કે મને હસી કહાડવામાં તું કેઇ રીતે વાજબી છે? શું આપરે પરણીને ધણીધણીઆણી નથી થયાં? શું આપરાં

લગનમાં કશો બી કચાસ કે એક બી કસર છે? ઓ કુમી વાહલી, હું કબુલ કરૂંછ કે તું જે ઉમેદો પર મને પરણી તે ત્હારી ઉમેદો બધી ધુર વરી ગેઇછ, પણ તું જો કહેશે ને ચાહશે તો આપરે અહીંથી કોઇ દુર દેશાવર જતાં રહીશું, ને તાંહાં હું રાત દહારાની મેહેનત મજુરી કરીને તું વહાલીને દરેક પાંતીનાં સુખમાં———

"હવે મેહેરબાની કરીને બંધ કરશો તમારો એ બધો બેહુદો બકબાટ?" કુમીએ એક રાણીના રોબથી માથું ઉંચે ખેંચી દમામદાર રવેસે કહ્યું. "મેં તમોને એટલા બી ધીરજથી સાંભર્યા તે તમારીપર મોટી નવાજેશ કીધેલી સમજો, અને હવે મારો ઠરાવ ને ચુકાદો સાંભરી લેઓ. હું તમોને સાફ કેહુંછ ને ખાત્રી આપુંછ, મી૦ કેખશરૂ, કે અહીંનો સુરજ અહીં ઉગે તો બી હું તમારી સાથે એ તમારી હાલની કંગાલ્યત અને મુફલસીમાં અવત્યાં મેલતી આવવા થકી કદી કબુલ થવાની નથી. હવે તેથી તમો તમારૂં સારૂં ચાહતા હોવો તો દાનાઇથી મારો પીછો મેલી દેજો. હું જાણુંછ કે મારાં ફુટેલાં નસીબે જે બેઅકલી જોરૂં સંધાયુંછ તે તો હવે તમો કે હું મરવેજ છુટવાનું છે, પણ એ લગન લોકોમાં જાહેર કરવાથી સાંબી આપરી બેઉની બેઇજતી ને હસી થશે, ને તેથી તમો ડાહ્યા હોવો તો એ બનાવ બન્યોજ નહી હોય તેમ ભુલી જાઓ, ને મને મારે મારગે રહેવા દઇ તમો તમારે રસ્તે ચાલ્યા જાઓ."

"અરે પણ મારો ત્હારીપરનો એક પણ્યા ખાવિંદ તરીકેનો હક—"

"ચુપ કરો!" કુમીએ ગગડાટ કર્યો; "હક કોણ સુવાનાં

જણ્યાંનો ! હક શાનો ને ઇલાકો શાનો? હક જો કોઇને બી કંઇ બી હોય તો તે મને વાહી પટાવીને સીસામાં ઉતારી ને બધું જુઠ્ઠું લુતરું સમજાવીને મારાં ભવીશનો કચરઘાણ કાહરી નાખ્યો તેથી તમોને એઉને ખાસરે ખાસરે મારવાનો હક તો સાંખો મને છે!"—અને તે એમ બોલતી હતી ત્યારે તે કાલી કવચ—તે ઠગાયલી સુંદરતાની આંખોમાં ખુન વરસી આવેલું પ્રગટ જોઇ શકાતું હતું, કે જે ખુનખાર લાગણીઓ વચ્ચે બી કેકીની અંજાઇ ગયલી આંખોમાં તે હદ વગરની વધારે દીલકસ દેખાતી હતી!

"ત્યારે શું હું તારો વર નહીં?"

"વર બી નહી ને પીપરો બી નહીં," કુમીએ કડવાસથી રોકડું પરખાવ્યું. "મેં તો તમોને અવલથીજ ખોલ્લું કેહી મેલ્યુંછ જે હું તમોને ખરાં દીલથી ધીકકારૂંછ ને તે છતાં પણવા કબુલ થાઉંછ તે ફક્ત તમારા પૈસાનેજ ખાતર; હવે, તેથી, જયારે તે તમારા પૈસાનું તો બધું પોલાણ પુરવાર થયું તો પછી હક ને ઇલાકાની શાની વાત લઇ આયાછ?"

"પણ તાહરે તું શું મારી પરણી બઇરી છતાં મારાથી સદા સુધીની છુટી ને જુદીજ રહેવા ચાહેછ?" કેકીએ હદ-વનાનો અજબ થતાં પુછ્યું.

"એક હજાર વખત હા," કુમીએ ઠસાવથી કહયું. "હું કેઇ તમારી કમઇ ધમઇપર તમારી સાથે આઉં, ને કેઇ તમારી અકકલ હુશીયારી કે દીલપસંદ ખુબસુરતી સારૂં તમારાપર ફીદા થાઉં? જાઓ, તેથી, ચુપચુપ અહીંથી હવે ચાલ્યા જાઓ."

"ઓ કુમી, તું મારૂં દીલ તોરી નાંખેછ! તું શું મને

મુવેલો જોવા ચાહેછ ?"—ને ગરીબ કેકી આ બધી અજબ જેવી સતાવણીઓની સીતમ ગુજારીથી નાહીમત બની રડી વટીક પડ્યો !

"ખરાં દીલથીજ," કુમીએ જવાબ કરયો; "આપરે બેમાથી એક જેમ જલદી મરયે તેમ બેઉનું વધતું ભલું છે."

"ઓ કુમી, જો એમ ના કર ? જો જરા ખુદાથી ડર ?" કેકીએ વીનંતીથી માંગી લીધું, પણ તે શુધ્ધીપુટી, હઇયાંસુણી, બેદીલ, બેવફા પરણેતર તેને પીઠ કરી ઉભી રહી. તેની આંખોમાં ફકત ગુસ્સાનો અગની પ્રજળતો હતો, ને તે કીનાખોર બલ્કે ખુનખાર આંખો એક બી નરમાસમાં રહેજ બી નમી નહીં.

"ત્યારે હું જાઉં ?" અંતે હારીને કેકીએ પાછું પુછ્યું.

"સાંબો રસ્તો !" કુમીએ ઉલટમંદ બારણું ઉંધાડી નાખતાં ખુશાલીથી કહ્યું; "લીલું નરીયેર ને સુકકો ગોર ! ચાલો રસ્તો કાપો, મને વખત થાએછ."— અને કંગાળ કેકી ત્યારે હવે વધારે કાલાવાલા કરયા વગર કે કશુંબી જાસ્તી બોલ્યા વગર પાસેની ટેબલ ઉપરથી પોતાનો ફેટો ઉપાડી ગમીથી ઘુમતાં મગજે અને દુઃખથી ફાટફાટ થતી છાતીએ ગુપચુપ તે બેરેહેમ સીતમગરની નાકદર હજુરમાંથી એકદમ ચાલતો થયો, ને સદા સુધીનો બહાર પડ્યો.

તે પછીથી તે કયાં ગયો તે કોઇએ જાણ્યું નહીં. કુમીએ ઘણીજ ચોકસાઇભરી તેહેકીકથી જે છુપો છાનો સાર મેળવ્યો તે ફકત એટલોજ હતો કે તેણીની સાથની મુલાકાત પછીના ત્રણ દીવસમાં તે એડનની પેસેજ કરાવી એક ડેક પેસેનજરની હાય વેળા વચ્ચે યુરોપ જતી એક પી.

એન્ડ ઓ. ની બોટમાં ઉપડી ગયો હતો, પણ તે ખરેખર ક્યાં ગયો, ને તેના જવા પછી નીરાધાર રવડી પડેલી તેની ગરીબ બોહેન બાકીનું શું થયું તે કુમીએ કે કોઇએ જાણ્યું નહીં.

કુમીએ તો જાણવાની દરકારજ કરી નહી. તે પોરીયો તેણીના રસ્તામાંથી દેખીતી રીતે એક સદા સુધી માટે એમ એટલી આસાની સાથે દુર થઇ ગયો તેજ તેણીને માટે પુરતાં ઘી કેલાં હતાં, અને તે એટલીજ દુવા કરતી હતી કે તેની સ્ટીમરને ખુદા કરે ને કજા થાય, કે જે હોનારતનાં ગારીણા-મમાં તે (કેકી) દુરયામાં કબરવાસ કરે, ને તે રીતે તેની જોડેનાં જુલમાટભર્યાં લગનની એબદશા જુસરીથી હજી બી ખુદાની દયા વચ્ચે તેણીનો બચાવ થાય!!

અને શું એમ થયું? એ તેની વાણી થશે? તે બધું આપણે તેના લાયક વખતે જોઇશું.



## પ્રકરણ ૯.

—:૦:—

હવે આપણી વાર્તા, વચમાંનો કાંઇક વીસામો ખાઇને એક નવોજ સફો (સીન) રજુ કરે છે, કે જેમાં આપણે કાલી કવચ—કુમી કલાંટ—નો દીનમાન એકદમ ફરી ગયલો જોઇયે છીયે. તેનો અરમાન પુરો પડયો છે; તેનો લોભ ફળી-ભુત થયો છે; અને તે તેના અભખરાને જવાબ કરતી રવેસે હવે હાલમાં "મોટે ઘરની અભઇજી" થઇ છે! તેના શ્રીમંત અને શેઠીયા બાપના મેહેલ જેવા આરાસ્તા અને કુશાદે બંગલામાં તે "રાજ કરતી રાણી ને સાહેબી કરતી શેઠાણી"

થઇ છે, અને બચગીથીજ મોટે ઘર જનમીને પૈસામાં પોખા-યલી ને હમેશ આરામમાં ઉછરેલી એક નાજનીન જેટલીજ આસાની અને સુંદરતા ("ગ્રેસ") સાથે એવા એક મોટે ઘરના ખરચાળુ ઘરખટલાના કારોબારને પુગી વળી શકે તેટલી બધી ફતેહમંદી સાથે કુમી એ રાજકારોબારમાં એક તડાકે નવી જુની થઇ જઇ શકી એ અજબ જેવું છતાં ખરે-ખરૂં હતું.

જાણે તેણીનામાં એ ખમીર કુદરતીજ ઉતરેલું હતું, અને તેથી મોહતાજી અને દલદેશરીની તેની આગલી જીંદગીમાં વટીક તેનું રહદય નાસબર બની તેની છાતીમાં ચીસ પાડતું એ નીરધનતાની કુસરી સામે બંડ મચાવી રહયું હતું! ટુકમાં આ નવીન પણ તેની રગેરગમાં બેસતો આવતો ફેરફાર બીલ-કુલ સ્વભાવીક હોય તેમ તેમાં તે એકદમ ભળી ગઇ, અને તેમાં કશુંજ અસાધારણ કે અકુદરતી ન હોય તેમ કુમી તેમાં એક તડાકે "ધેરીતી બારીતી" બની ગઇ.

તે ધમધમાટ કરતીજ આવી. તેની દીલકસ, ખેંચાણ-કારક અને અજબ જેવી સુંદરતાના સબબે તે આવી ને આવી આગેવાન સોસાયટીમાં અજાયબીનો એક મસ મોટો હોકારો કરાવતીજ આવી, અને મધપર માંખ ભમે તે મીસાલે તેનાં પરીસુરત હોસાંન ને પૈસાના ચીકાસને લીધે એશકા ને ચશ્માઇ ફાંકરા જવાન્યાઓનાં ગંજાવર મીત્રમંડળનું એક ટોળું તેણીની આસપાસ, તેણીની દરેક ખીદમતગુજારીની આરજુમાં નમતું, એક તડાકે જમા અને ઉભું થઇ ચુકયું.

કમતાલે કુમી! તે એક હાથપર એ રીતે જયારે પોતાના એ અકફેમ કબુલ નહી કરી શકે એવા અજબ જેવા ભાગ્યો-

દય માટે મનથી હરખાતી હતી ત્યારે વળી બીજીજ પળે કેકુ સાથની બંધાયલી જનમની ગુસરીની યાદથી ભીત્તરે બળી જળીને કોયલો થઇ જતી હતી. નહી કે તે અત્યારમાજ કોઇ-પર મોહી પડી હતી. ખરેખર તો તેની આસપાસ, તે ચાલતી હતી તેના પગ તળેની ખાક ચુમવાને બી હીંમત સાથે બહાર પડેલા ડઝનબંધ બાંહધરખાંઓમાંથી કોઇ એકબી અત્યાર તક તેનું મન કે દીલ હરી શકયો ન હતો; પણ તેમ થાય તોબી—અરે અફસોસ, તે પરણીને ઘર પડવા કે સુખી થવાને સ્વતંત્ર કે છુટીજ કયાં હતી? તે સઉ સાથે હસતી ને સઉને હસાવતી, કે જયારે ભીત્તરે અહોનીશ તે કોમલાંગીનું હૃદય ગમખ્વારીમાં ગરક જતું ને કલ્પાંત કરતું રહયું હતું!

તેના મનોહર મુખડાપર એક દુઃખનો ઓલો સદાનો ઘર ઘાલી ઉતરી રહયો હતો એ જેને જોવાને આંખ હોય તેઓ જોઇ શકતાં હતાં. નહી કે તે રડતા બલતા ચણાવાળાના જેવુંજ મોંહ લઇ સોસાયટીમાં ફરતી હતી; લેશ નહી. આપણે વાંચ્યું તેમ ઓર તે પ્રસંગ થતાં હસતી ને હસાવતી, મગર તે હસવું બાજે વખત એટલું બધું ગંભીર, એવું ટેકાવદાર, એટલી બધી હદ સુધીનું દમામદાર થતું કે તેના જેવી એક પતંગ્યા જેવી રમત્યાળ કેમ નહી નજરે આવતી હતી તે માટે અનેક સમજદારો મનથી જાબજા તાજુબ થતાં.

ખરેખર તો જાણે એ ગમીનો એક ઓળો તે માહાબુ-બને ઓરબી દીલકસ દેખાડવાને મદદ થતો હતો. તેની દરેક અદા એ સબબને લીધે ગંભીર દબદબાની દીપક મારતી હતી, અને તે દીલજીત સુંદરતાને ઓરબી જયાદા દીલચસ્પ દેખાડતી હતી!

એ રીતે ફક્ત એ એકજ દુઃખ સીવાય કુમી હવે સરવે પાંતીએ સુખી સુખ્યારી હતી, ને સ્કુલને લગતી કંગાળ ગઇ ગુજરી દુઃખનો એક ખાલી ખ્વાબજ હોય તેમ તેની એક યાદ માત્ર પાછળ રહી ગઇ હતી. તે મોટે મોટે ઘેર મળતી ભેટતી થઇ ગઇ હતી, અને આગેવાન કુટુંબોએ કશી બી ક્યાસ વગર તેનો ને તેના બાપનો ઘણાં હેતપુર્વક અને એકદમ આદરસત્કાર કર્યો હતો.

વળી તેમ નહીં કરવાને તેઓને એકે કારણ બી નહીંજ હતું, પણ તેનું ખાનદાન કોઇ રીતે રેંજીપેંજી ન હતું. એ દાદીશેઠનું ખાનદાન તો અસલ વારેથી ઇજજતદાર પુરાણું ને પ્રસિદ્ધ હતું, ને ખરેખર તો કુમીના બાપ સીવાય તેની આસપાસનાંઓ બધાં છેક પેહલે વાંધેનાં શ્રીમંતો નહીં તો બી જોઇયે એટલાં પૈસે પુરતો હતાંજ, કુમીનો બાપ હીરજી (હીરાજી) એકલોજ મુફલીસ હતો ને મુફલીસ રહયો, કેમકે તેને તો તેનાં બધાં સગાંવાહલાંઓએ એકસતથી ઓવારનીવાર કર્યો હતો. તે તેના બાપની નામરજી છતાં કુમીની માએને પરણયો, ને પરણયો એમ પુરવાર થતાંજ તેનાં તમામ ખેશ કુટુંબીઓ-હીરાજીના બાપ શુદ્ધાં-તેનાંથી એકદમ અલગ ને ખસતાં થયાં, તે એટલે સુધી કે કુમીની મા મરણ પામી ત્યારે વસ્યતમાં કોઇએ એ વર બઇયરનો સ્વીકાર કરયો નહીં, અને જ્યારે કુમીનો જીદદી બપાવો બેહેસ્ત પામ્યો ત્યારે તે પોતાનાં વટીક ના તો કુમીને કે ના તો કુમીના બાપને એક ખોટી અરધી વટીકથી વરતાવી ગયો!

પણ કુમીના બાપને તેની તુંભા ન હતી. તેણે પેહલી હરોલમાં પોતાનાંઓ સાથે મળતો ભેટતો થઇ જવા જોગો થોડોક પરીશ્રમ કર્યો, ને કુમીને ખાતર થોડાક પછાડા માર્યા ખરા, પણ કાંઇ વળે એવું નહીંજ જોતાં તેણે પોતે બી તેઓ બધાં મરીજ ગયાં હોય તેમ તેમને પોતાનાં મનથી સદાનાં ઓવારનીવાર કર્યાં ને ત્યાર કેડે તે જંગબાર જઇ આવતાં તેની પોતાની સ્થીતીમાં શો ફેરફાર થયો તે આપણે સઘળું સવીસ્તાર આગળ વાંચી લીધું છે.

વળી ભરતીમાં હમેશ ભરાતું રહે છે. લોક કહે છે કે પૈસો પૈસાને વધારે છે, અને તે ખરૂંજ હોવું જોઇએ, કેમકે હીરાજી મુંબઇ આવીને થર પડયો તેની સાથેજ એક અજબ જેવા સંજોગથી તેનુ બાપીકું ધન બી ઘર ઘડયું ને ઉંબર ચઢયું વગર માગવે. તેનેજ હાથ આવ્યું, તેના બાપને ઘેર ફક્ત બે છોકરા ને એક છોકરી હતી; છોકરી સારે ઘેર પરણી ગયલી અને સુખી હતી, અને બે છોકરાઓમાં એક હીરાજીને ઓવારનીવાર કરેલો, એટલે પોતાનાં મોહોત સુધી મરનાર રતનજી દાદીશેઠ પોતાના બાકી રહેલા એકપુરા નશરવાન સાથ રહેલા હતા, ને મુવા ત્યારે વીલમાં બધું નશરવાન ને તેના વંશવેલાનેજ આપી ગયા હતા. ફક્ત દાનાઇથી, દુરઅંદેશીથી કે દયાથી એક વધારાની કલમમાં તેણે એટલું ફરમાવ્યું હતું કે જો કોઇ સંજોગે નસલીનો ને નસલીના વંશવેલાનો સદંતર નાશ થઇ જાય તો અને તોજ તેમની નાધલી જેવી પુંજીમાંથી જે કાંઇ બચ્યું હોય તે હીરાને અથવા તેના વંશ વેલાને મળે; ત્યાં તલક નહીંજ.

અને ખુદાની ગતી ન્યારી છે. એતેફાક એવો થયો કે નસલાનાં ધણીઆણી હક થવા પછી નસલી પોતાના બે દાહરેવારેના દીકરાઓ સાથે પોતાનો વેપાર વધારવા ને ખીલવવાની મકસદથી હાંગકાંગ ગયો, કે જયાં પોંહોંચ્યો ને પોંહોંચ્યો તે ત્રણે બાપ બેટા એક તડાકે સાફ થઇ ગયા! તે વખતે હાંગકાંગમાં કૉલેરા એકદમ જોરમાં ફાટી નીકળ્યો હતો, અને તે ડરામણા ને દુષ્ટ રોગે જાણે એવી કરપીણ શતરૂવતં કરી કે જોતાં જોતાંમાં તે ત્રણ ત્રણ કીમતી ને કાજગરા જીવ હરી લીધા—અને જાણે ગરીબ નસલીનાં ઘરને તો પુરેપુરી પાયામાલી વચ્ચે તાળુંજ પડયું! એ સંજોગો વચ્ચે, તેથી, નસલીનું ધન બી વધ્યું સધ્યું ને બાકી રહેલું બધું પેલાં વીલના કરાર મુજબ હીરાજીનેજ હાથ ચઢયું, અને જેઓ આગલાં વરસોમાં પૈસાથી એટલાં તંગ ને મોહતાજ તેઓ—કુમી અને હીરાજી—એ બધા કીરતારના ફરમાવેલા કાંઇ અજબ જેવા કરમ સંજોગોનાં પુન પ્રતાપે તાજુગી ભરી હદ સુધી પૈસાવાળાં થઇ ગયાં!

એ મુજબ ખુદાનો ખેલ ન્યારો રહે છે. તે માલીકને લેતાં કે દેતાં વાર થતી નથી. તે લેવા ચાહે છે તો એક ફુકમાં આદમીની તુચ્છ અકકલ કામ નહી કરી શકે એવી સીતાબીથી સઘળું હરી લઇ શકે છે—ને તેના અખુટ ખજાનામાંથી આપવા ચાહે છે તો વળી તેજ મીસાલે રેડી આપી શકે છે. તેનાં કામોનો હસાબ નથી, ને તેની શકતીનો પાર નથી. તે શકતી આગળ સર્વ તુચ્છ અને તકલીદી છે. પૈસા પુરતા હોવાની ખુમારી, ગરૂરી કે મુસતાકી—અથવા પૈસા મુતલગ નહી હોવાનો કે ખુવારીનો ખેદ એ કશું તો

સર્વોપરી મરજી થતાં ટકી શકતું નથી એ વાતતાઓનેજ લગતો એક સફો નથી, પણ બીલકુલ ખરો, હજારો જીંદગીઓના સંબંધમા બેતકરાર પુરવાર થઇ રહેલો કેવળ અનુભવસીધ્ધ એક સવાલ અને તેનો તેટલોજ વાસ્તવીક નિર્ણય છે; મગર આપણે આપણી વારતાથી વેગળા ગયા.

હીરજી દાદીશેઠ છેકજ લડડી ગયો હતો. તે ખરેખર તો પોતાની જીંદગીની છેક સમી સાંજે તદન ખખડી ગયલોજ પોતાને સ્વદેશ ને શેહેર ઘેરમાં પાછો ફરયો હતો. ભાગ્યદેવી તેનાપર પ્રસન્ન થઇ હતી ખરી, પણ તે સુભાગ્ય તેની જીંદગીમાં ઘણું અસુરે આવ્યું, અને હાલમાં જયારે તે પોતાની સુંદર અને સકુમારી બેટી ફ્રુગી સાથે મલબાર હીલના એક મોટા બગલામાં દમામદાર ઠીસમે રહયો ને ઠર પડયો હતો ત્યારે તેની તબીયતના બાબમાં તે ઘણો નબળો પડી ગયલો એક તડાકે જોઇ શકાતો હતો.

વળી તે બાપ ને બેટી વચ્ચે બી આપણે સહજ અનુમાન કરી લઇ શકીશું કે કાંઇ હદવ્રીતાનું હેત કે મસ મોટાં દરાંપરાં જેવું કસુંજ ન હતું. વરસો તક તેઓ એકમેકથી અલગ રહેલાં બલકે ખરેખરૂં કહીયે તો એકમેકની હસ્તીજ સદંતર વીસારી બેઠેલાં હતાં, અને તેથી એક કામચલાઉ હેતુ વચ્ચે તેઓ જાણે મુગી સમજુતીથી કામ લેતાં હાલમાં ત્યાં રહયાં હતાં.

તે બાપ તે બેટીનાં પરીસુરત હોસાંન માટે બેશક ઘણો મગરૂર હતો. તે એક જે નીરધનતાની કંગાલ્યતમાં અજબ જેવી સુંદર દેખાતી હતી તે હવે સીલ્ક ને સેટીનમાં સજ થયલી કાંઇ છેકજ છક કરી નાખે એવી મનોહર નજરે

આવતી હતી, અને તેણીએ સોસાયટીમાં જે અજાયબીનો હોકારો ને ખુશીનો ઘોંઘાટ, રજુ થતાં સાથે, એકદમ મચાવી દીધો હતો તે નહી જોઇ શકવા જેવો નફકરો તે બાપ તેની પાછલી જીંદગીમાં, અલબત, પુરવાર થયો નહી. તેણે, તેથી, છેક છેલ્લામાં છેલ્લી ફેશનના તેણીનાં સૌંદર્યને ઇનસાફ આપતા ખરચાળુ પોશાકો સીવાડયા, અને દર દાગીના અને જર ઝવેરાત વસાવવામાં પણ તે કશીજ રીતે બખીલ બન્યો હતો નહીં. ખરેખર તો જે બી કાંઇ વસાવવામાં આવ્યું તે બધુંજ, બંગલાનાં તમામ ફરફરનીચર સુધાં—સુંદર કુમીના ઉંચા ને અજબ જેવા ટેસ્ટનુંજ એક પરીણામ પુરવાર થયું. બંગલો પેન્ટ કરાવવામાં અને ઉંચી કારીગરીનું તમામ ફરની-ચર ઑારડર કરી તે બંગલો સણગારનારા ને શોભા આપે તેવી રીતે ગોઠવનારા આરટીસ્ટો હસ્તક આરાસ્તા કરાવવામાં પણ કુમીના ટેસ્ટે આગેવાન જગ્યા લીધી, અને તેણીની સમજદારી માટે પોતાની ખાત્રી થતાં તે બાપે ઘણી ખુશીથી તેણીને બધું તેની મરજી માફકતું કામ લેવા દીધું હતુ.

તેણે કુમી માટે, અલબત, ગમે એવાં ઓછાં હેત છતાં મોટી મોટી ઉમેદો દીલે વસાવી દીધી હતી. તે ઘેરશોભત દીકરી જલદીજ કોઇ ઘણે મોટે ઘર ઉંચકાઇ જશે એમ તે ડોસાએ દીલમાં એકદમ લોભ જમાવ્યો હતો. તે શું જાણે? કુમીનાં કમતાલેનાં પરીણામમાં જે "ઍગની તોક" જન્મ સુધીની તેણીને ગળે ઓળવાઇ ચુકી હતી તેનો તે જઇફ બાપને તો કદી એક દુરનો શ્વપ્નો બી થયો ન હતો! કયાંથી થાએ?

અને બધાં સુખમાં, ત્યારે, એ ફકત એકજ યાદ કુમીને

સદા સંતાપતી હતી! કેકી કયાં ગયો હતો ને તેનું શું થયું હતું તે એ તેની પરણી મોહોરદાર મુતલગ જાણુતી નહતી; ખરેખર તો જાણવા ચાહતી કે જાણવાની દરકાર વટીક કરવા માંગતી ન હતી, માકી બી સ્કુલ છોડીને ગઇ ને ગઇ તેને કદી મળી ન હતી, ને તે બીચારીનું વટીક શું થયું તે કુમી જાણતી ન હતી. તે પોતે ફકત તાજુબ થતી કે તે ભાઇ બેહેન તેણીનો હાલનો આ સુભાગ્ય ફેરફાર હાલમાં જાણતાં હશે અથવા શું હજી પછી બી કદી જાણવા પામશે?

——:o:——

## પ્રકરણ ૧૦.

—:o:—

તે બાપ બેટી—હીરાજી અને કુમી—પૈસાના વૈભવમાં તદન નવાં જુનાં થઇ ગયાં. તેઓની આગલી મોહનાજી જાણે નીસ્તીમાં ગરક ગઇ, અને અસલ વારેથીજ આગેવાન સરક-લોમાં ફરતાં હરતાં ને શ્રીમંત હોય તે ડીસમે તેઓ આ નવી જીંદગીમાં કદમોકદમ એકદમ ઘેરીતાંબારીતાં થઇ ગયાં.

પણ એ ગડબડખોરી ને ધામધુમી જીંદગી વરસો તક જંગબારમાં એકાંત સાંધી રહેલા હીરાજીને જોઇએ એવી માફક આવી નહીં. તેને એકાંતમાં રહેવા કોઇ હીલ સ્ટેશનપર જતું રહેવા ઘણું ગમતું હતું. તે મુંબઇની લહેરી લેહેરચેરથી ધારવા કરતાં ઘણો વધારે જલદી કંટાળ્યો, અને તેથી કુમીને લઇને બાકીના દીવસો તે માઉંટ આબુ કે માથેરાન યા મહા-બ્લેશ્વર જેવાં કોઇ એકાંતમાં રહેવાને વધારે કરીને આરજુ કરતો હતો.

અને કુમી તે માનતી ન હતી. તેને એમ "ખુણે પડવાનું" જરા થઇને ગમતું ન હતું. તે પોતે જવાન અને ઉલટમંદ હતી, અને હજી તો તેને મુંબઇમાં ઘણી ધુમચકરીઓ જોવી અને કરવી હતી. તે બાપ બેટી વચ્ચે, તેથી, એ વાતનો એક મજબુત મતફેર ઘણું તો બરપા થઇ ચુક્યો હતો.

"તુંને તારાગર આવવા ગમશે?" નાસ્તાની ટેબલપરથી નોકરો વગેસગે થવા પછી જયારે કુમી તે દીવસનું ટાઇમ્સ જોઇ જતી બેઠી હતી, અને હીરાજી તરતનોજ આવેલો ટપાલ વાંચી પુરો કરી રહયો હતો ત્યારે તેણે અચબુચ કુમીને પુછ્યું.

"તારાગર? તે શું છે? તે કાંહાં છે?"

"અજમેરને મથાળે એક ઘણુંજ ખુશનુમા ને એકાંત પણ તરોતાજગી ભરી હવાવાળું હીલ સ્ટેશન છે," હીરાજીએ જવાબ કર્યો. "ઉંચા પહાડપર આવેલું છે. આગળ મારૂં જોએલું છે."

"ને તાહાં કાંએ જઇએ?"

"રહેવા વાસ્તે; મને મુંબઇમાં રહેવાનું માફક આવતું નથી તે હું તુંને કેહી ચુકોચ, કુમી."

"હા, પણ તમો મહીનો બે મહીના તાહાં અમથા જપર જવા માંગોછ કે જાયુક?"

"બનતાં સુધી જાયુક," તે બાપે કહયું; "મજાહનું મીલીટરી સેનીટોરીયમ છે. અજમેરથી પાલખી કે ડોલીમાં હમાલો લઇ જઇ શકેછ, ને ફકત કલાકેકનું ચઢાણ છે. ઘોડાપર બી જવાએછ."

"માથેરાન મહાબ્લેશ્વર જેવું છે ?"

"તેવુંજ, પણ પારસીઓની તાહાં કંઇ વસ્તી નથી."

"ત્યારે હું કંઇ આવવાની બાવવાની નથી," કુમીએ ગુસ્સામાં હાથમાંનું પેપર ટેબલપર લગભગ અફાળીને મુકી દેતાં છછણી પડીને કહયું; "મેં તમોને માથેરાન મહાબલેશ્વર આવવા ધરીને ના કહયું તાહરે વળી તમો એ ચાલ્યા ચાલ્યા તારાગરને કાહાં ઉંચકીને અફારી મુકવા તૈયાર થયા ?"

"કેથે બી જવું તો જોઇશે, કુમી," તે બાપે અરધી નાંખતી અને અરધા ઠરાવથી કહયું; "બધું તાહરીજ મરજીનું બનવાનું ને ચાલવાનું નથી. હું જીવતો છેઉં તાહાં તક ત્હારે માહરો હોકમ ને માહરી મરજી સાચવવાજ પડશે, હું તુંને બધીજ વાતમાં ફરજ નથી પાડતો, ને તાહરી મરજી પુછી પુછીને કામ લેવા ચાહુંછ તે આટલા વાસ્તે કે હવે આપરે મરઇ મરયે ને છુટાં પરયે તે લોકમાં ઘણી હસી કરાવવાનું થશે, ને તેવું તું મને ફરજ નહીં પારે ત્યાં વેર થયલું જોવાને હું રાજી નથી."

"પણુ દોરયા દોરયા તમારા વિચારો છેક તારાગર કાંહાં પોંહોંચી ગીયા ?" કુમીએ હોઠ ચઢાવી પુછ્યું.

"ગઇ કાલનાં "જામે"માં ત્યાં હીલની કોરાંણે એક કોઇ કુશાદે બંગલો વેચવા કહારેલો હોવાની તેના માલેકની જાહેર ખબર છપાયલી છે," હીરાજીએ કાંઇક ઠંડો પડી સમજાવ્યું; "આખ્ખાં અજમેરનો તેમાં લખેછ કે વ્યુ કમાન્ડ કરી શકાયછ, ને હવા બારે માસ ઘણીજ દીલપસંદ રહેછ, ને તું એકમત થાય તો તે હું તેથી લેવા માંગુંછ."

"ને માથેરાનમાં "થમ-થમ" બંગલો તમે કહેતાતા જે લઇ મુકાઉ તે?"

"તે ભારે આપી દઇશું."

"નહી, ત્યારે તે કરતાં તો માથેરાનજ ચાલો," રૂમી બજીદ થઇ. "જાનેવારીથી મે સુધી ત્યાંની સીઝન છે, તો આપરે તેટલા મહીના તાંહાંજ તોરી પાડશું. તાંહાં કંઇ બી સોસાયટી મળી શકશે. હવે એટલો તો મારો સખુન કરો?"

હીરાજીએ જરાવાર વિચાર કીધો, અને પછી તેણીની પક્ષમાં ચુકાદો જાહેર કરતાં કહયું, "જા, હું એ તારો વિચાર બહાલ રાખુંછ; પણ યાદ રાખજે, રૂમી, કે બધીજ વાતમાં હું કંઇ તારી ખોંહસને એમ ફાવવા દેવાનો નથી. તું તારાગરમાં છેકજ ઝુરપંજર પરે ને તારો કાચો કુમારો જીવ છે એ બધો ખ્યાલ કરીનેજ તારી આએ ખોંહસમાં હું તુંને એકમત થાઉંછ."

"ઠેંકયુ," રૂમીએ ઠંડાઇથી કહયું,—ને તે અરધી ફફ્ડેલી ઉઠીને પોતાના ઓરડામાં જતી રહેવાનું કરતી હતી, પણ હીરાજીએ તેને હજી રોકીને પાછી બેસાડી.

"બેસ," તે બાપે કહયું; "હજી મને તારી સાથે આજે બીજી ઘણી વાત કરવાની છે. શું નહાસનું પરયુંછ?"—અને રૂમી મનથી કાંઇક તાજુબ થતી પાછી ટેબલ કને ખુરસી ખેંચી બેઠી.

"હું તુંને સો વખત કેહી ચુકોછ, છોકરી," હીરાજીએ ગંભીર ઠસ્સા સાથ કહયું, "કે મને એ તાહરો તુમાખ ગમવાનો નથી. તારે તાહરૂં એ કચ્ચપણું બધું ભુલી જવું પડશે. તારી સ્કુલમાં તારાજ કહેવા પ્રમાણે તું 'કાલી કચ્ચ'ને નામે

ગોરખાતાતા ત અનજંશ શું તું મરવા સુધી તારે ટાટ બાંધી રાખવાની છે ?"

કુમીએ ફકત ટણકાનું ટચકારૂં કીધું; તેણીએ જવાબ કશો કરયો નહી.

"હવે ત્યાર અત્રેથી માથેરાન જવાની તઇયારીઓ કરજે," તે બાપે વળી નાખતીથો આગળ ચલાવ્યું. "આજથી બરાબર પખવાડયાંના આતવારે અત્રેથી આપરે ઉપરી જશું."

"પણ તમે પીન્ટોને મોકલીને "યમ-યમ" ફરીથી બધો ઓવરહૉલ તો કરાવોછ કેની ?" કુમીએ તકાજો કરયો.

"તેથીજ તો પખવાડયાંની ઢીલ હું મંજુર કરૂંછ," હીરાજીએ જવાબ કરયો. "બંગલાનું કામ તેં પીન્ટોને કેહયું હોશે તેજ મુજબનું લગભગ કંપલીટ થઇ રહેવા આયુંછ. તું તારે જોઇયે તો એક ફેરો મારીને આવતે અઠવાડયે જોઇ આવજે, ને પછીજ આપરે અત્રેથી ઉઠાંગરી કરશું."

કુમી આ સધ્યારાથી સેહેજ રાજી થયલી જણાઇ.

"હવે બીજી વાત;" આજે જાણે તે ડોસો વાત કરવાનાજ "હયુમર"માં એકદમ ઉતરી ગયો હોય તેમ તેણે કુમીના કચવાટ ને કંટાળા વચ્ચે એ જાતનો પોતાનો 'લવારો બકારો' જારીજ રાખ્યો; "તું ઘેરમાં તદન એકલી રહેછ તે મને ગમતું નથી. અને—"

"ને તેથી એક જવાંન પારસી બાંનુ આજથીજ આપણી સાથે રહેવા આવવાની છે."

"આજથીજ ?"

"હા," હીરાજીએ કહયુ; "હું નક્કી કરી ચુકોછ."

"તે કોણ છે ?"

"મારા એક આગલા વખતના જીગેજાન મરનાર દોસ્તની દીકરી છે," હીરાજીએ સમજાવ્યું; "હું કોઇ ખાઉ-કદ્દુ જેવી દાઢાબરી ડોસીની તોક ત્હારે ગરે ઓરવવા ચાહતો નથી. આએ તો જવાંન અને ઘણી દેખાવલી છે, ને તાહરી "કમ્પેન્યન" તરીકે તાહરી સાથ ફરશે હરશે તો સોસાય-ટીમાં તુંને સાંગી વધારે ઇજ્જત રહેશે."

"નામ શું છે ?"

"તેહમીના; ઘણી નમાની ને સાહલેસ છે. મેં તાહરી આગળ તેને રજુ કરવા આગમજ બધી તેહકીક કરવા ને પુરતી બાતમીઓ મેલવી લેવા જોગી જોઇતી સંભાળ લીધેલી છે."

"ને તમો કેહોછ કે તે કોઇ તમારો આગલા ફ્રેન્ડની લાચાર બેચાર દીકરી છે ?"

"હા; તેની માએ મને આપરો સારો હાલ થયલો સાંભરીને આગલી પાછલી યાદ આપી મદદ થવા થકી મુરાદા બાદથી એક અરજી લખી."

"તે લોક મુરાદાબાદ રેહેતાં હોશે ?"

"હા, બીચારાં તદન નાચાર ને નાવારેસ કોઇ એ બાઇનાં બેહેન બંધેવી સાથે તાંહાં રહેછ. તે અબળા લખેછ કે તેનું પોતાનું તો તે ફેરી લેશે, પણ બીચારાં બચ્ચાંનું—તેની એ

એકનીએક દાહડે વારેની છોકરીનું ભવીશ તાંહાં પરદેશમાં ધુર થઇ જાયછ વાસ્તે તેનો મારે મારા આટલા બધા પૈસા ટકાને જોરે કંઇ રસ્તો કરવો, ને મને તેથી એજ રસ્તો બેહેતર લાગો કે તે છોકરીને અહીં તેરાવી લઇ તાહરી "કમ્પેન્યન" તરીકે રાખવી. તે મસે તે બીચારીને એક સારો દરમાયો આપતો કરશું. તેની માએ લખેછ કે ઘણી કેળવાયલી છે, ને ઇંગ્રેજી સૈ ઘણુંજ સારૂં જાણેછ."

"ઉંમર શું છે?"

"લગભગ તાહરીજ ઉંમર છે; વીસ પુરાં થઇને હાલમાં એકવીસમું ચાલેછ," હીરાજીએ ખુલાસો કર્યો, અને કુમીનો ચેંહરો પડઘા મારતો હતો કે તેના બાપની એ ગોઠવણ તેને જરા થઇને ગમતી ન હતી.

"ત્યારે ટુંકમાં એમજ કેની કે તમો એ પોરીને ફકત ધરમખાતે અત્રે બોલાવા ને રાખવા માંગોછ?" તેણીએ મોટાઇના બધા દમામદાર દેખાવથી પુછ્યું.

"ધરમખાતે એ ઍકસપ્રેશન એના જેવી એકને વાસ્તે ઘણું સ્ત્રોંગ છે, કુમી," તે બાપે કરાજીથી કહયું. "તું તારો આગલો હાલ ભુલી ના જા. તું પોતે પૈસે પૈસાને પુસ્તે તંગ અનેમોહતાજ ઉતી તે યાદ કરજે, ને ખબરદાર—જો તું તેની સાથે જરા બી તોછરાઇથી વરતીછ કે તેને નરમાસ વગર તેં ત્રીટ કીધીછ તો હું તુંને માફ કરવાનો નથી.'

કુમી ચુપ બેસી રહી.

"ત્હારે ત્હારો હાલ ઘણો યાદ કરવાનો ને યાદ રાખવાનો છે," તે બાપે ધમકીની અદાથી પાછું કહયું, "સબબ તું ધારેછ એટલું હજી તારૂં પોતાનું ભનીશ સલામતીભયુ"

કે ચકચકીત નથીજ."—અને કુમીએ એ સાંભળતાં દીંગમુઢ તાજુબીમાં ચમકીને તેના સામે જોયું. તેણીએ વળી પોતાના કાન પણ જાસ્તી તીક્ષણ કર્યા, કેમજે હવેતું તેનો બાપ વધારે ધીમે ધીમે સાહદે તોળી મોગમના ને સચ્ચાઇના ભાર સાથે વધતી અસર થાય તેમ બોલતો હતો. "એ હું તુંને બીધરાવાને વરે કેહુંછ એમ તું માનતી ના. ખરી વાત એટલીજ છે કે આપરે જે હાલમાં આટલા બધા તોર ને થથેરાથી રેહયાંછ તેમાં તારા મરનાર બપાવાનો ફાળો ઘણીજ મોટી મદદ કરેછ. નસલી કાકા ને તેના બે દીકરાઓનાં મરણથી જે આપરે હાથ આયુંછ તેથી આપણે ચોમણાં તરી નીકળ્યાંછ, ને મારે જે તપાસવાનું છે તે એ કે મારા મુવા બાદ તું પાછી રવરી નહી જાએ."

"એટલે, વરી તે કેમ?" કુમીએ ફાળ ખાઇને પુછયું.

"મેં તુંને આજવેર એ વાતથી ચેતાવી નહી કેમકે એમાં એવું તાકીદનું ચેતાવા જોગું ઉતું બી નહી," હીરાજીએ આગળ ગબડાવ્યું; "પણ ખરી વાત એટલીજ છે કે તાહરા બપાવાનાં ઘેલાંગાડાં વીલની રાહે મારા મુવા બાદ, મારે ત્યાં છોકરો નથી તેથી, એ બધું ધન વરી બીજાજ પરાયા હાથોને સપુર્દ થવાનું છે!"

કુમી ડોળા ફાડી તે બાપને જોવા લાગી!

"અલબત જે મારૂં છે તે તો મારા મરવા પછી બી તાહરૂંજ છે," હીરાજીએ કહયું, "મગર એવરી દોલતની કુમક પર હાલ જે તું મોટા મોટા દેખાદેખીના ખરચને ફેશનમાં તણાઇ જાએછ તે તોરથી તું પાછલી જીંદગીમાં રેહી શકવાની નથી."

"પણ હું બરાબર સમજતી નથી, બાવા," કુમીએ કગલીને કહયું; "તમારા બાવાનાં વીલની એવી તે એ શરત શું છે?"

"કે મારા વડા ભઇ નસલીના વંશવેલાની આખર આવતાં એ ધન મારી હઇયાતી હોએ તો મને મળે, અને મારે તાંહાં કોઇ છોકરો નથી તેથી મારા મુવા બાદ વરી તે બધું તારી ફુઇ ભીખાઇજીના એકપુરા દીકરા પીલુને મળે.'

"ને મને કાંય નહી?"

"તે મને શું પુછેછ? આપનારની ખુસી!" હીરાજીએ થોડુંક હસીને કહયું,—અને કુમી એ સાંભળતાં એકદમ મસ મોટા વીચારના વમલમાં ઉતરી ગઇ. તેણીની જીંદગી બી કેવી ચીત્ર—વીચીત્ર હતી! જાંણે બેરેહેમ અને ફાંટાબાજ નસીબ તેની લાગણીઓ સાથે રમત કરવાજ બેઠું હતું!!



## પ્રકરણ ૧૧.

—:o:—

તે બાપ બેટી એ પછી કેટલોક વખત તક પોતપોતાની બેઠકોમાં ચુપ બેસી રહયાં. બાપ તેની પાસના ટપાલનાં ઉખેડેલાં કાગજોમાં માથું ખોસી બાડી આંખે તે બેટીની ઉશ્કેરણીઓનું માંજણું જોતો ને તગાસતો હતો, કે જયારે કુમી પોતે પાસે પડેલાં કપ સાસરમાંની ચમચી સાથે બેધ્યાન રમત કરતી કાંઇ મોટાં ગંભીર વમાસણમાં ઉતરી ગયલી નજરે આવતી હતી.

"પણ તુરત વેળા તારે એકદમ ના ઉમેદ કે ના હીંમત થવાનું કશુંજ નથી," તે બાપે અંતે ચુપકીદી તોડીને તેણીને પાછી હીંમત આપતાં કહયું. "તું મને તાબેદાર ને કહયાગરી રહેશે તો તું રવરી નહી જાયે તેવોજ બધો બંદોબસ્ત હું મરવા પહેલાં કરી જવશ, ને હું તેજ વેતરણમાં હાલ બી છેઉં—બલકે લગભગ તે રીતે કામ લેવાને વાસ્તે ખરે રસ્તે ઉતરી બી ચુકોછ."

"ને તે શું?"

"એ તાહરાં ફુઇનો પીલુ પોતે નાગો ભુખો નથી," તે બાપે આગળ સમજ આપી. "માએ બાપ તરફથી માએ બાપનો એકનો એક હોવાને લીધે પાંચ પૈસે સુખી છે, એટલુંજ નહી પણ પોતે વરી ઘણોજ કેળવાયલો ને નામાંકીત સરકારી નોકર હોવાથી ઘણું સારૂં પેદા કરેછ."

"તે ધંધો શું કરેછ?" કુમીએ પુછયું.

"યુરોપ જઇને પાસ થઇ આવેલો છે, ને હાલમાં ઉતાકામંદ ખાતેની રોયલ ફુઝીલીઅરસ રીજમીટમાં સરજયન મેજર છે. વરી હજી વધવાનાં ચાનસીસ છે, ને તેથી એવો એક બીલ્લું હાથ કરી લેવાની જો તારામાં કશી બી કાયનાત કે સમજ હોશે તો બધું ઘેરમાં ને ઘેરમાં સચવાએલું રહેશે, ને વરી એવા એક મોટા નામાંકીત આસામીની તું ધણીઆણી થશે."

કુમીનો ચેહેરો તેના બાપની એ બધી ગણત્રી ને ઉમેદોની વાત સાંભળતાં ઉજળો સપ મારી ગયો! તેનું જીગર બાતેનમાં એકદમ ધડકવા લાગ્યું. ઓ, તે કેમ કહે ને કબુલ કરે કે તે તો એક હેમક દેહકાણીને કમીના પૈસાની તલબ-

ગારીમાં તણુાઇ જઇને પરણી ચુકેલી હતી, અને તેં હૈયાત ખાવંદ ઉપર બીજો ભરથાર કરવાને તે ખુદા કે સરકારના કાયદાથી કોઇ રીતે છુટીજ ન હતી?

"મેં તો તેને બી અત્રે તેરયોછ," હીરાજીએ કુમીની ચુંપકીદી બઇરાંઓને છાજતી એક સ્વભાવીક ઓશકતું પરીણામ માત્ર માની લઇ તેણીના ચેહેરા ઉપરના તે "ભયભીત ફેરફારો કશાબી વાંચ્યા વના ઉકમાઇથી આગળ હાંકયું; "તું જો કે તારે ખાતર હું કેવી કેવી દુરઅંદેશીની કેટલી કેટલી ગણુત્રીઓથી કામ લેતો આયોછ! મેં આપરો ફરેલો દાહરો ને વીલના કરારો ઉપરથી બરપા થતું મુસ્કેલ નવેસરથી લખી વારીને એ છોકરા સાથે સમજુત કરી લીધીચ, ને હાલ તે એક વરસ દહારાની એકઠી થયલી હકની રજા ભોગવવા મુંબઇ આવવાનો છે તે છુટીનો મોટો ભાગ સાસા તરીકે મને માન આપીને આપરેજ તાંહાં ગુજારવાનું મેં તેની પાસ પ્રૉમીસ લેઇ લીધુંછ."

"ને તે પરણેલો હોશે અથવા કોઇ બીજીને પ્રૉમીસ થયલો કે અદરાએલો હોશે તો?" કુમીએ 'સીકલી' જેવું ફીક્કું હસીને ધીમે સ્વરે સવાલ કર્યો.

"તેવું કશુંજ નથી એમ તેની સાથે ફ્રેન્ડસ થવા ને તેને ઇજન આપી તે ઇજન કબુલ કરાવવા પહેલાં મેં ખાનગી તેહેકીકથી પુરતી ખાત્રી કરેલી છે," તે દુરઅંદેશ બાપે સમજાવ્યું—અને જવાબમાં એક ઉંડો નીસાસો નાખ્યાથી જયાદા કમતાલે કુમી બીજું કશું કરી શકી નહી.

તે તો વગર જોવે પીલુ સાથ એકદમ જાણે પ્યારમાંજ પડી હતી! એવો એક નામાંકીત સરજયન મેજર કેવો હોવો

ને થવો જોઇયે તે કલપ્નાથી તેની આંખ્યોમાં તે જોઇ શકતી હતી—મગર આહ, એવા એકને પરણવા તે છુટ્ટીજ કયાં હતી?

તે મામાપુઇનાં આ આગમજ કદી મળ્યાં ન હતાં—ખરે-ખર તો એકમેકની હસ્તીથી બી તે બેઉ વધતાં ઓછાં બીન માહીતગારજ હતાં, ને એટલા બધા ખરાંપણાના ભાર ને આસપાસની વીગતોની બારીકી સાથે તે લશ્કરી દીલેરને લગતી આ બધી બાતમી કુમીને તો તેની આખી જીંદગીમાં આ પેહેલીજ વાર મળી હતી. તેનો બાપ એટલી હદ સુધી છુપાછુપ કામ લઇ બધું રાંધી રહેવા કેડે આજેજ તેને એ વાતથી માહીત કરતો હતો એ તે નાજનીનનો છુપો ગમ ને જાબજા અફસોસ હતો.

તે એ રીતે આવતો હતો—તે સરજયન મેજર. એ નરીમાન ખાનદાન બી દાદીશેઠનાં ખાનદાન જેટલુંજ પુરાણું ને જાણીતું હતું, અને તે કુલદીપક જવાંન હાલમાં હવે આઠ પંદર દહાડામાં મહીનાઓ તક પોતાના એ ધનાઢ્ય મામા હીરાજીને ત્યાં રહેવા મેહમાન આવતો હતો. તે પોતાનાં તબીબી મંડળ અને લશકરી ખાતાંઓમાં "સરજયન મેજર નરીમાન"ને નામેજ પુશકળ પ્રખ્યાતી પામેલો હતો, અને પાયરી દર પાયરી પોતાની મોટી વીદવતાનાં પરીણામમાં તે વધતો રહ્યો હતો; એટલો કે પુરતાં માન ચાંદ મેળવી તે વાહલો જવાંન એક આખાં વરસની હકની હકવાજબી રજા અને અત્યંત ઘટારત આસએસ ભોગવવા હાલમાં આએ હવે તરફ આવતો હતો.

"બધો આધાર તાહરી પોતાનીપર છે," કુમીને ઉંડા વીચારોમાં ઉતરી ગયલી જોવા પછી હીરાજીએ પાછું કહયું.

"આજનું બધું કહેવાજોગું હવે એ મુજબ હું તુંને કેહી ચુકોછ, ને પીછુને હાથ કરીને તાહરૂં ભવીશ સુધારવાને સાચવવા જેવી જો તારામાં કશી બી હુશ્યારી હોશે તો મેં જે આએ તુંને તક મેળવી આપીછ તેનો ઘટતો લાભ તું લેશે."—અને એમ કહી ટેબલ ઉપરથી ઉઠીને હીરાજી પાધરો હવે પોતાના ઓરડામાં ચાલતો થયો, એટલે રુમી એકલી પડી.

રુમી એકલી પડી.

તે આખો દીવસ તે ઘણી બેકરાર રહી—એટલી કે હીરાજીએ જોયું કે બપોરે ટેબલપર જમવા તે હાજર થઇ ખરી, પણ તેણીએ ભરીમુખે મુતલગ ખાધું નહીં. તેનો બાપ અથા તથા થઇ રહયો હતો, ને તેના મરવાથી તેણીની હાલની આ સુખી સ્થીતીપર નવો જાપતો ચાલ્યો આવનાર હતો એ ખ્યાલના ગજબ હેઠળ તે છોકરી છગી મરતી હતી. ઓ, તે જેને ચાહે તેને પરણવાને છુટી હતે તો તે એક ન્યારી વાત હતી, પણ આએ તો તેમ બી કયાં હતું? કદી તે ફીરોજને અને ફીરોજ તેને પસંદ બી કરે તોબી તેઓ પરણીને એક થાય એવું નો હતુંજ નહી, અને ત્યારે તે પોતાનાં ભવીશનું કેમ નકકી કરી શકે?

તે સાંજે છેક દીવા થયા પછી પેલી તેહમીના તેઓને ઘેર રહેવા આવી. ડોસાજી પોતે પોતાની જોડીની ગાડી જોડાવી તેને સ્ટેશનપર એસતેકબાલ લેવા ગયા હતા, અને તે કાંઇક જુજવી જરૂર જોગા અસબાબ સાથ આવી, જયારે કહેવાને અજબ જેવું છે કે બાપના ધાકે રુમી તેને ઠીક આવજો માવજોથી મળી ખરી, પણ તેને જોઇ ને જોઇ એક

અણગમાનો પ્રવાહ તેણીનાં આખાં તનબદનમાં પસાર થઇ ગયો.

તે કાંઇ નહીં ગમે એવી છોકરી હતીજ નહીં. તે કાંઇ ફ્રુમી જેવી એકદમ ઘણી તેજસ્વી ખુબસુરતીની નહી હતી, પણ ઘણુાજ મીઠા સ્વભાવ ને દેખાવની તે એક મધુરી બાળા હતી. તેણીની ચળકતી આંખ્યોમાં કાંઇ એવું દીલકસ હતું કે જેથી તેને જોય તે તેને ચાહે. તેની આંખ્યો ઉંડાં પ્રમાણીક-પણાના પલકારા મારતી હતી, અને તમામ અદબવંતી, અત્યંત નીતીમાન, બીલકુલ સાચી અને-દરેક શુધ્ધ વર્તણુકની એક નેકજાદ છોકરી તરીકે જે જોય તેનાં મન હરી લીયે તેવાજ તોરની એ કોઇ તેહમી (તેહમીના) હતી. તે હસતી ત્યારે તેના ગાલમાં જોવાને ખુશ લાગે એવા ખાડા પડતા, ને તે ભરેલા ગાલની, આસુદા દેખાવની ને તદન તનદરોસ્ત એક મધુરી હતી.

તે પણ ફ્રુમી જેવીજ સીધી પતળી ને ઉંચી હતી. મોટો ભાગ મુંબઇથી બાહેર રહેલી હોવાને લીધે તે અમોએ કહયું તેમ આસુદી ને તનદરોસ્ત હતી, પણ તેમ વળી કાંઇ છેકજ બાવાભાખરા જેવી ભરેલી કે આંગમાં માતેલી બી નહી હતી. તે જેવી જોઇયે તેવી હતી. તમારૂં મુંબાઇ ડાચાં બેઠેલી, કર-માએલી દરમાએલી, કાહેલી કંટાયલી, સુકાએલી તવાએલી છોકરીઓનો જે એક મસ મોટો વર્ગ રજુ કરે છે તેમાંની તે હતી નહીં; કે નહીં વળી એ મજકુર મુંબઇગરી "પરસ્તા-નની હુરીઓ" માથાંપર બાલના ભારા બનાવીને અથવા તો આગળથી બાલના ઢગલા કર્લ કરીને વધારે બીહીક લાગે તેવી બાલાબીછ થવાના પછાડા મારે છે તેવી ફેશનની ટીપ-ટાપમાં તે ખેંચાણકારક બનેલી હતી. જરા એ નહીં; તેનામાં

જે હતું તે બધું અદબસરનું, બીલકુલ કુદરતી, કોઇને બી ગમે તેવું અને પુરતું દીલપસંદ હતું.

તેનો પોશાક સાદો તોબી સુઘડ અને એક સારોજ ટેસ્ટ રજુ કરનારો હતો. માથે માથુંબાનુ હતું નહી; ખુદાના બક્ષેલા ખુબસુરત બાલનો ગાંસડો બાંધી લેઇને એક સફેદ પાટો, છેક અમોરાપર હઠી ગયલો, નામને ખાતર બતાવા કે મન મનાવા-જોગો બીહીક લાગે તેવો વીંટાળી લેવાનો તેણીને લોભ ન હતો, પણ તે ચલકતા, સરખા અને સફાઇદાર હોલેલા ઘીલા ઉફરા બાલ સાથે તે સીધી સરોવર જેવી સુંદરી જાણે કુમીની ધ્યાન ખેંચનારી ખુબસુરતીમાં એક હરીફ આવી હોય તેમજ દેખાતું !—અને તેથીજ કુમીપર ઉપર કહી તે અણગમાની લાગણી એકદમ ગાલેબ આવી.

એમ છતાં ઇનસાફને ખાતર કહેવું ઘટે કે કુમીના બાપે તેને જે અત્રે રહેવા બોલાવી લીધી હતી તે તો ફકત દયાથી દોરવાઇનેજ તેણે કર્યું હતું. તેણે છેલ્લી એ છોકરીને જોઇ ત્યારે તે ફકત સાત વરસની એક રમતી ખેલતી બાળકી હતી, મગર તે છતાં હાલમાં તેની માની કાકલુદીને માન આપી તેણીના બાપની આગલી ધાડી દોસ્તીને ખાતર તેણે એ બાપ વનાનાં બચ્ચાંને પોતાને આશરે બોલાવ્યું, તે પહેલાં તે કુમી સાથ ભેળાવા ને રહેવાને દરેક રીતે લાયક હતી એમ ઘણીજ છુપી પણ બારીક ને તમામ સંતોશકારક તેહકીકથી એ દાદી-શેઠના ફીરાજીએ પોતાની ખાત્રી કરી લીધી હતી. તેણે તેણીનો "ફોટો" વટીક મંગાવીને જોયો હતો, ને તે ચેહેરામાંની ગંભીર અદા- અને દેખીતા અદબથી તેનાપર તે છોકરીના લાભમાં એકદમ ઉંડી અસર થઇ ગઇ હતી. ખરેખર, એવી

એક આવ્યાથી તે તેની દીકરીના માર્ગમાં હરીફ થઇ પડે એવો તો તેને એકે ભય કે ખટકો કદી થયોજ નહીં. ફ્રુમીનું હોસાંન વળી કાંઇ એવા ઓર તોરનું હતું કે તે સારેજ ઘેર-ઘણું કરીને પીલુ સાથેજ-થર પડવાનો તેણે તો જાણે તેને માટે મનથી ગાંઠ વાળી મુકયો હતો. એટલા માટે તેહમીને માટે ફ્રુમીના "કમપેન્યન"ની એક જગ્યા ઇગ્રેજી તોરપર ખાસ પોતાને ત્યાં ઉભી કરીને તેણે એ છોકરીને અત્રે રહેવા બોલાવી લીધી હતી, અને તે આવ્યાથી તે (હીરાજી) પોતે તે રહાંજે કોઇ બી રીતે ઓછો ઉલટમંદ કે ઓછો ખુશ નહીંજ હતો.

——:o:——

## પ્રકરણ ૧૨.

—:o:—

તેહમીને ખબર નહીં હતી કે તેની માતાએ પોતેજ લખીને હીરાજીની તેણીના સંબંધની એ ઉદારતા માગી લીધી હતી; જો જાણતે તો તેની માતાનું કરેલું એ ઓસ્યાળું શુદ્ધ આચારવીચારની એ સુંદર છોકરીને ગમતે, અને તે એ ઇજનના જવાબમાં અત્રે ખુશીથી હાલમાં ચાલી આવી એમ આવતે એ ઘણું શકભરેલું છે. આગળ આપણે વાચ્યું તેમ તે તેની માતા ભેગી તેના માસા માસીને આધારે રહેલી હતી, પણ પોતે હુન્નરમંદ અને મેહેનતુ હતી એટલે ભરવા સીવવાનાં ઘણા નાદર નમુનાઓથી કામ લઇ તેમાંથી બી તે એટલું સારૂં અને પુરતું પેદા કરી શકતી કે પોતાના ને પોતાની માના ગુજારા માટે તે બીલકુલ માસા માસીને માથેજ પડેલી હતી એમ કહેવું કેવળ અયોગ્ય લેખી શકાય. તેની મા તો તેને "દીકરોજ" જાણતી, અને દીકરાને તોલની દીક-

રીઓ બી થઇ શકે છે એમ તેહમીનો માસો ઘણાં હેતથી હમેશ મંજુર કરતો. દશ દીકરા હોય, પણ તેઓ અયાશી, હરામખોર, નાતાબેદાર કે માથે પડેલા હોય તેને શું રડે? તે તો એક શ્રાપ કહેવાએ; પણ માબાપને બુઢાપામાં વફાદારી-ભર્યાં હેતથી ઠેરવે અને તાબેદારીભર્યાં વહાલની કાળજીથી સમાલી શકે એવી નીતી રીતીની રાહે ચાલવાવાળી ફક્ત એકજ દીકરી તે બી ખુદાવંદકરીમનો કાંઇ કમ આશીરવાદ નથી;—અને અમો કહેવા માગ્યે છીયે કે કુમી કલાંટ—કાલી કુવચ—ની સહીઅર (કમ્પેન્યન) તરીકે નવી આવેલી તેહમી તેજ તોરની એક સમજુ સકુમારી હતી. તે તો એમ જાણી-નેજ આવી હતી કે હીરાજીએ તેના મરનાર બાપ સાથની આગલી મોહબત પોતાના હાલના આ શ્રીમંત અને સુખી ફેરફાર દરમ્યાન તારીફલાયક વફાદારીથી યાદ કરી તે મા દીકરીને મદદ થવાના નીષ્કલંક હેતુથી, વગર માગવે, તેને અત્રે તેડાવી હતી, અને તેથી તે હીરાજી માટેની મોટી વખાણ ને ઘણાં માન સાથેજ અત્રે આવી અને થર પડી હતી.

મગર કુમીને, આગળ કહયું તેમ, આ છોકરીનું આગ-મન જરા થઇને ગમ્યું નહીં. તે તેને પોતાની એક હરીફજ લેખવા લાગી, અને એવી એક ખેંચાણકારક છોકરીને ખાસુખા તેડીને પોતાનાં ઘરમાં રાખવાની ને આગળ રહીને બાપ જેવા બાપે તેને ઝાંખી પાડવાની તેના બાપની "મોંહને માથે ધુર ભરવા"ની એ રાજનીતી કુમી કેમે કરતાં વખાણી શકી નહીં. તે તેહમીનું "પાણી" પોતે ચતુર હોવાને લીધે એક તડાકે માપીને વર્તી જઈ શકી. તે અલબત કુમી જેવો હોકારો કે ધમધમાટ કરાવે તે કીસમની એકદમ તેજસ્વી

ખુબસુરતી નહીંજ ધરાવતી હતી, પણ તેના અદબમાં, તેની દરેક મર્યાદશીલ હીલચાલમાં, તેનાં ધીમેથી વાત કરવાનાં વર્તનમાં અને તે ચાતુરીની આંખ્યોમાં ખલકે આખા મોહક મુખડામાં કાંઇ એવું ને એટલું બધું હતું કે જે તેના પરીચયમાં આવે તે જોવા ને વખાણવા ને વખાણીને તેને ચાહયા વીના રહેજ નહીં—મગર એ બાબે આપણે આ આગમજ એટલી વીગત સાથે વાંચ્યું છે કે તેહમીની એ કીસમની સુંદરતા બાબે અત્રે હવે ફરીથી વગર અગતે લાંબુ કરવા જરૂર રહેતી નથી; અને ફુમીના સંબંધમાં તેહમીની પોતાની શી ગતી હતી?

તેણીએ ફુમીને જોઇ ને જોઇ તે તેની હદ વગરની તેજસ્વી ખુબસુરતીની વખાણનાર બની, ને તેના તરફ તેનું દીલ હેતની ખુશીમાં ખેંચાઇ ગયું. 'કેવી મજાહની પુતલાં જેવી છોકરી છે,' તે એકાંતમાં મનસે પટપટી. 'ખુદા આપેછ તેને ખોબે ખોબે આપેછ!'—અને એ તેહેમી બોલી, કેમજે શુક્કરના સેતારા જેવા મોટા હીરાની એક બુટ્ટી "આગળ પહેરવા"ની ફુમીના કાનમાં ઝગઝગ થતી અને તેણીની દરેક હીલચાલના આસપાસ ઝલેહભર્યાં ઓળા ઉતારતી હતી!

મગર વ્હાલાં વાંચનારાંઓએ ખાતરી માનવાની છે કે તેહમી તે બુટ્ટી જોઇ એટલું બી જે મનથી બોલી તે પોતાની સ્થીતી માટેના અસંતોશ કે ફુમીની હાલતની અદેખાઇનું પરીણામ ન હતું. જરા એ નહીં. તે પોતે આખર કરે પણ એક અબળા હતી, અને ઓરતોના હાવભાવને જવાબ કરતી એક માફ કરવા જોગ જીજ્ઞાસાથી તેણે જે જોયું ને જોઇને જે ખરૂં લાગ્યું તે મનસે પટપટી, કેમજે તેણીએ જોયું કે

આગળ (ઘેરમાં) રાત દહાડો પહેરવાની તે 'છોકરી કને જો આએ એક જુદી હતી, તો બીજું તેણીનું બહાર બહરવાસ પહેરવાનું ઝવેરાત તો કોણ જાણે કેવું ને કેટલુંક બધું હશે!

"આપરે તો એકાદ અઠવાડયાંમાં માથેરાન જવાનાં છઇયે," બપોરે જમવા પછીથી તે બેઉ સહીઅરો ડ્રોઇંગ રૂમમાં એકલીજ હતી ત્યારે કુમીએ કહયું. કુમી બાજુમાંના એક સોફા ઉપર એલચીનો મુખવાસ કરતી લાંબી થઇ અલેટાઇ ગયલી હતી, કે જયારે તેહમી તેની પાસે એક લો ચૅરમાં બેઠેલી હતી. "બાવાજીને અહીં ઝાઝું ગમતું નથી. તેવણને એકાંત ગમેછ, ને તેથી તેવણ માથેરાન જવાની બોંહસ લેઇ બેઠાછ. તમુને ગમશે કે? 'ડલ' તો નહીં લાગે?"

તેહમી મીઠાસથી હસી.

"નહીરે જી, મને શાનું ડલ લાગે?" તેણીએ હસીને જવાબ કર્યો; "મને કદી બી ને કેથે બી ડલ લાગતુંજ નથી. મને કામકાજજ એટલું રહેછ કે રાત તક વખત કાંહાં નીકરી જાયછ તે કબી ખબર બી પરતી નથી!"

"ઓહો, એટલું બધું તે તમે શું એક કામ કરોછ?" અને તેહમીને લાગ્યું કે કુમીના એ સવાલમાં જરાઅરા અનકાનો ભેગ પણ હતોજ.

"આખો દાહરો કંઇ ને કંઇ કામકાજ હાથમાં લીધા વગર મને નીરાંત રહેતી નથી," એમ છતાં તે અનકા ચસકા પર જરાએ ધ્યાન આપ્યા વગર તેહમીએ કહયું; "ને તે ઉપરાંત મને વાંચવાનો બી શોખ ઘણો છેજી."

"શું વાંચોછ—ગુજરાતી કે ઇંગ્રેજી?"

"બેઉ,"–અને હસીને વધાર્યું, "હું વાર્તાઓ વાંચવાની ઘણી શોખીન છેઉં."

"ઓ મુઇરે તમારી ગુજરાતી વાર્તાઓ," કુમી એકદમ સુગાઇને છંછણી પડી; "મુવાં તમારાં ગુજરાતી વાર્તાનાં લીટરેચરમાં દમ શું બરયોછ? પીલાંમાએ પણ્યાં ને રતુબાઇ રડાયાં જેવા મુવા લખનારાઓના એકના એક રદન પાટલાની એ બધી તમારી વાર્તાઓ! હું તો ઝાંખીને જોઉંબી નહીં!"

"નહી?"

"નહીંજ તો! બધું રબીશ ને ટ્રેશ!–ને વરી હવે તો રહયાસહયા પેપરવારાઓ બી ઘસરાઇ તણાઇને વાર્તાનાં તાહેલાંઓ આપવા લાગાછ! એકે કુવામાં નખાવી દીધું તો બધાજ!"

"ત્યારે વેલાતનાં પેપરો કાંએ આપેછ?" તેહમીએ કાણી કવચના આ બધા સુફયાણા વીચારો–તેવીજ સુફયાણી એબારતમાં રજુ થયલા–સાંભળી મનથી કાંઇક અજબ થતાં અને કચવાતાં આસતે રહીને પુછ્યું.

"અરે વેલાતનાં પેપરોની શું વાત લઇ આવાં? તે લોક તો જે કરે તે શોભે," કુમી કલાંરે તુચ્છકાર કર્યો; "તમે શું વેલાતનાં પેપરો સાથે અહીંના તમારાં રેંડયાલ ટેંટયાલ ગુજરાતી પેપરો સરખાવા માંગોછ?"

"હું કાંઇ તમારી સાથે તકરાર કરતી નથીજી," તેહમીએ અદબથી કહયું, "પણ વાત નીકરીછ ત્યારે હું મારૂં સેહેજ મત કહેવા માંગુછ કે ઇંગ્રેજોનું બધુંજ સારૂં ને દેશીઓનું બધુંજ કચરો એ ઘણાખરાંઓમાં જે વીચાર છે તે તદન ભુલભર્યો છે. તમે બેન ભુલી કેમ જાઓછ કે આપરૂં

ગુજરાતી લીટરેચર હજી તો છેક તેની પહેલી બચગીમાંજ છે! ઇંગ્રેજી લીટરેચર આબાદ થયું કેમજે સુધારા વધારામાં તે દેશ આપરા દેશથી સેંકડો વરસો આગળ છે, અને વેલાતનાં પેપરો વાર્તાઓ આપે તે જો તમે વાજબી ઠરાવો તો ગુજરાતી પેપરો તેમ કરે તેમાં વાંધો કરીજ કેમ શકાય તે મને સમજ પરતી નથી."

"પણ એ મુઇ તમારી ગુજરાતી વાર્તાઓમાં બરયુંચજ શું?" ફ્રુમી બજીદ થઇ.

"હું ના નથી કહેતી જે મોટે ભાગે રબીશ સીવાય એ વાર્તાઓમાં બીજું કંઇ નથી હોતું, પણ તેમ બધીજ વાર્તાઓ તેવી કચરો નથીજ હોતી," તેહમીએ તકરાર ઉઠાવી; "મેં પોતે ઘણી સરસ ગુજરાતી વાર્તાઓ વાંચેલી છે, ને કેટલીક ગુજરાતી વાંચ્યા પછી તે જે અસલ ઇંગ્રેજી ઉપરથી તરજુમો કે એડેપ્ટ કરવામાં આવી હોય તે મેં વાંચી જોઇછ, તો મને તો બા બેહેસ્ત દોજખ જેટલો તફાવત લાગ્યોછ, ને અસલ કરતાં બી તે નકલ હજાર ઘણી સારી એજ અનુમાનપર હું એકદેમ આવી શકીછ! વાંચ્યા વગર બધુંજ ગુજરાતી કચરો છે એમ સુગ લેઇ નાસનારાં સુગાન્નાં નસકોરાંવાળાઓ, મને કહેવાને માફ કરજો બેહેન કુંવરબઇ કે, ખરેખર ઘણી ગંભીર ભુલ કરેછ."

"મને ફ્રુમીજ કહેજો—મીસ ફ્રુમી," ફ્રુમીએ હવે જવાબ આપવાનું કઇ નહીં રહેવાથી તરત ચતુરાઇ ભરી ફીસમે વાતને ઉથળો આપી ફેરવી તોલ્યું. "કુંવરબાઇ નામ મને ગમતું નથી; કુંવરબાઇ શું મુવું!"

"વારૂજી", તેહેમીએ સાદાઇથી જવાબ કર્યો.

"ત્યારે આપરે અવલ શું વાત કરતાંતાં?—હા, મકુંજે હવે એકાદ અઠવાડયામાં તો અત્રેથી આપરે માથેરાન જતાં રેહેવાનાં છઇયે", કુમીએ યાદ કરી કહયું. "મને તો એવા આગકતોરા થાએછ! જરા થઇને સોહવાવાનું નથી. મુંબઇ તે મુંબઇ!"

તેહમી કાંઇ બોલી નહીં; તેણીએ ચુપચુપ સાંભળ્યા કીધું.

"એ તો સારૂં છે કે મારો કઝીન સરજ્યન મેજર નરીમાન આપરી સાથે લાંબી રજા ગુજારવા આવવાનો છે," તેણીએ વધાર્યું.

"કોણ–સરજયન મેજર નરીમાન?" અને કેહેવાને અજબ જેવું છે કે તેહેમી જે હંમેશની શાંત સ્વભાવની છોકરી હતી તે આ નામ સાંભળતાં કાંઇ એકદમ ચોંકી, ને તેના ચેહેરાપર મોટાં જોસ સમેત પુશકળ રતાસ એકદમ ધસી આવ્યો!

"હા, તમે તેવણને ઓરખોછ શું?" કુમીએ આ અજબ મામલો જોતાં કાંઇક શંકાશીલ પુછ્યું.

"હાજી, ત્રણ ચાર વરસપર માસાજીને ગામ અમારી પીછાન થઇતી," તેહેમીએ નીચી નજરે ને ધીમે સ્વરે કહયું; "ત્યાર પછી અમે મલ્યાંજ નથી. હવે તો તેવણ મને ભુલી બી ગીયા હોશે."

"તાહરે તો તમુને આગલી પાછલી વાત કરવાની ઘણી મળશે", કુમીએ જાસ્તી અનકા કર્યા, અને તેટલાં હીરાજીનું તે તરફ સારાં નસીબે આવવું થવાથી જાસ્તી વાત થતી ત્યાંજ બંધ પડી.

હુંકમાં, કુમી ઘણી કુનેહથી કામ લેતી હતી. તે બાપનો ધાક કરતી હતી ને તે ખફા થાય તે ફીકરથી તેહેમી સાથ તોછરાઇથી વર્તી તેને ઉઘાડું અપમાન એકે ન કરતી હતી, પણ પીછોડીમાં ઘાલીને પથરા મારનાર તે કાલી કવચં તેને વાતચીતમાં તેમજ વર્તીને બતાવાને ચુકી નહી કે તે આખર કરે પણ તેની એક ચઢતા વર્ગની નોકર માત્ર હતી. તે તેણીને જાણે પોતાથી એક તફાવતેજ રાખતી; સરખે સરખાં કે સહીઅર હોય એવું કસુંજ તે બતાવતી કે બરપા થવા દેતી નહીં. તે બધું જાણે મેહેરબાની કે મુરબીગીરીથીજ તેના જોડે કામ લેતી।

—:o:—

## પ્રકરણ ૧૩.



ખરેખર તો તે (કુમી) પોતાની એક વડી આયા સાથે વધતા વીશ્વાસથી વર્તતી હતી। તે એક કોઇ લુચ્છી ગોઆનીસ ઓરત હતી, જે કુમીની નબળાઇઓ એક તડાકે જાણી ગઇ હતી. તેણીએ જોઇ લીધું હતું કે તે પોરી પોતાની ખુબસુરતી માટે ઘણીજ મુસ્તાક ને મગરૂર હતી, ને તેની વખાણમાં જે બી કાંઇ કહયું હોય તે તેને ઘણુંજ ગમતું હતું. એટલા માટે એ ચાવી તેને હાથ આવી રહેલી હોવાથી કુમીને કેમ રાજી રાખવી ને તેનું સારૂં મત કેમ જીતવું તેની તે આયાને પુરતી આવડ થઇ રહેલી હતી.

તેણીએ વળી તેહેમી માટેનો એ છોકરીનો પોતાનો અણગમો ને અભાવ પણ તેટલીજ ચતુરાઇથી જોઇ લીધો, ને તેહેમી માટે તે અદેખી પડતી હતી એમ જોતાંજ તેણીએ તે

અદેખાઇની આગને તેનાંજ મતની થઇ સામો પંખો કર્યા કીધો,—જેથી પરીણામમાં કુમી તેહેમીની બાતેનમાં વધતી ને વધતી શત્રુ બનતી ચાલી.

પણ હીરાજી, વળી બીજા હાથ ઉપર, કાંઇ કુમીથી ખાંડયો જાય તેમ ન હતું. તે બધું માજણું બારીકબીન જોઇ તપાસીને ખરો મામલો ચેતી ગયો હતો, ને ત્યારે કુમીને સજા કરવા માંગતો હોય તેમ તેથી તે પોતે તેહેમીની હજાર પાંતીની કાળજી કરતો, ને તેનાં સુખ સગવડ માટે અનેક રીતે વધારે વીહીલો પડતો રહયો. કુમીનું તે જોઇને પાણીને પલેથર થતું, ને તે કાળી કવચ તેણીના સ્વભાવ મુજબ બાપ સાથે બી તે બાબે અનેકવાર સખત વીઝોડું લેવા લલચાતી– પણ બાપ જો માથું ફેરવીને તેને ઘરમાંથી કાઢી બાઢી મેલે તો રૂવાન પાછાં રઝલી જાય તે ધાકરથી ગમે એવી ખફગી છતાં તે છોકરીને લોહીનો ગોટ ગળવા ફરજ થઇ પડતી!

તેહેમી ઘણી હેસાનમંદ હતી. તે જોતી કે કુમી જે તેની સાથે જરા તરા વાંકી ચાલતી તેના અવેજમાં તે શેઠયો તેનાપર એટલો મેહેરબાન હતો, એટલે તેનાં તરફ સ્વભાવીક હેસાનનાં વહાલથી તેનું દીલ ખેંચાયલુંજ રહેતું. તે હીરાજીની પોતાની કુમીની રૂબરૂમાં કરેલી ખાસ ફરમાસ મુજબ તેને "બાવાજી"જ કહેતી હતી. વળી કુમી કરતાં, તેથી, હજારો ઘણી વધારે તે પોતે એ ડોસાનાં સુખ સગવડની કાળજી કરતી થઇ. જાણીબુજીને કે કોઇનું બી ધ્યાન ખેંચવાની મતલબથી કરતી હોય એવું જરાએ બતાવ્યા વગર તે ચુપચુપ તેનાં દરેક કામકાજપર ધ્યાન આપતી, અને કુમી તે જોઇ જોઇને જાસ્તી બેતાબ અને અદેખી બનતી.

"તમે સમજતાં નથી, બાઇ," માથેરાન જવાની આગલી રાત્રે સુવા જવા આગમજ પેલી લુચ્છી આયા કુમીના લાંબા બાલ હોલતી ને સરખા કરતી હતી ત્યારે તે ઓરડાનાં એકાંતમાં તેણીએ આગ લાકડાં લગાડયાં. "મને તો કંઇ મામલો તદન જુદોજ નજરે આવેછ."

તે આયા પારસી કુટુંબોમાં બચગીથી પળાયલી એક "જુની કાગડી" હતી. તે પારસીઓ જેટલીજ સફાઇથી પારસી જુબાન બોલતી હતી.

"તુંને શું મામલો નજરે આવેછ?" કુમીએ પકકાઇથી પુછ્યું.

"મને ના પુછો, બાઇ; મને કહેતાં શરમ લાગેછ," તે દદા ચીબી થઇ.

"નહી, બોલ તો ખરી?"

"હું તો ધારૂંછ જે એ છોકરી જલદીજ તમારી માએ થશે," તેણીએ ચપકો મુકયો.

"ઓ સુઇરે!" કુમી એકદમ ફ્ફ્ડી ઉઠી.

"તમેજ જોશો", તે આયાએ ધીમેથી કહયું; "શેઠ કંઇ ઘણા ઘરડા થેરા છે જે તેની વાત? પચાસ પંચાવન વરસના કોણ નથી પણતા? હું છેલ્લી દારૂખાનાવાલાને તાહાં રહેલી ઉતી તે છોકરીના બાવા તો છેક બાસઠ વરસના જુવાન બૈરી પરણી લાયાતા!"

"મારા પપાનો કંઇ એવો વીચાર છેજ નહીં," કુમી જરા ડગમગવા છતાં હઠ્ઠ બઠ્ઠદ થઇ.

"તમેજ જોશો," તે આયાએ કહયું; "તમે જરા તમારી આંખ ઉઘાડી રાખીને બધું માંજણું જોજો. શેઠ કેવા

તેનાપર ઘેલા ઘેલા છે, ને એ દુકતી પોતે કેવી શેઠપર વીહલી વીહલી છે તેજ નહીં જોતાં? શેઠ જરા ઘરડા છે પણ પાસે એટલા બધા પૈસા છે, ને એ પોરી ગરીબ છે પણ સાથે એટલી બધી ખુબસુરત છે એટલે એ ચોકઠું બરાબર બેસતું આવવાનુંજ. તમે તો બીચારાં ભોલાં ભટાક છેઓ! તમારી જગે હું હોઉં તો હું તો મુઇને પાંચ દહારા બી મારા ઘેરમાં રાખું નહીં. હું તો ધકેલો મારીને બારણેજ ઉતારૂં!"

"પણ એ લોકની ઉમરમાં ફેર છે તે?"

"અરે એ ફેરબેર બધું નીકરી જશે," તે આયાએ ભગભગ સળગાવ્યું. "પોરી કોઇ દેખીતી લુચ્છી જેવી છે; પાતાળ પાણી ચલાવે ને મોરી કોરડી રાખે તેમાંની મીંઢી મસકલી છે."—અને કહેવાની જરૂર નથી કે કુમી બીચારી તે રાતના સ્વપ્નામાં તેહમીને પોતાની માએ થઇ બેસી તેની ઉપર અનેક તરાહના જુલમ ગુજારતી જોઇ જોઇને બીહી 'યા કીધી।



## પ્રકરણ ૧૪.

—:o:—

સરજ્યન મેજર નરીમાન મોટો માણસ હતો. તે લાગતાં વળગતાં સંસારી તેમજ સરકારી મંડળોમાં ઘણો વગદાર હતો, અને તેની આવક પણ તેટલીજ મોટી હતી. તે હાલમાં મામાને ઘેર માથેરાનમાં પોતાના હકની એક લાંબી રજા ગુજારવાને આવતો હતો.

તે દમામદાર દેખાવનો અને ઘણો સોહામણો એક જવાન હતો. તેનામાં આપણા કેટલાક ચેકેપાઇ જેવા કરકટી

ફાંકડાઓ ગોશકાઇના ઠઠેરાથી ઓય–બલીર–ઉંચકી–જાય જેવો જે અવતાર રજુ કરે છે તે માંહેલું તત્ત્વ કશુંજ ન હતું. તે ખુબસુરત, ગર્દાનો, તનદરોસ્ત, ખુશમીજાજી અને કેળવાયલો એક જવાંન હતો, કે જેને તેના ઇંગ્રેજી પોશાકના ઠઠેરામાં જોવો એજ એક ખુશકારક મોજ હતી.

તે સ્ત્રી વર્ગનો શત્રુ નહીં તો તે આખા વર્ગનો પરસ્તાર કે વખાણનાર બી નહીંજ હતો. અત્યાર તક એક સીવાય કોઇણી ખુબસુરતીએ તેનું ઝાઝું ધ્યાન ખેંચેલું કે મન રોકી રાખેલું જણાયું નહતું. તેને માટે મોટે મોટે ઘેરની માતાઓ માથે પડેલી કુમારી પોરીઓની ફોજમાંથી એકાદનો બી ઉઠાવ કરી નાંખવા જીપલાં મારતી, પણ તેણે કોઇને કશીજ સચક આપી ન હતી. તેનો ધંધો ને કીસબ તેજ અત્યાર તક તેની "પરણી નારી" હતી!

તે ૨૮ થી ૩૦ વરસનો એક ગબરૂ જવાન હતો. તેણે એ મામાને ત્યાં એક ચેહેરેનમુન છોકરી હોવાની ઉડતી અફવા પણ અત્યાર આગમજ સાંભળી હતી, પણ કશીબી સહરાગત વગર કહી શકાશે કે તે વાતને તેણે કશીજ અગત આપી ન હતી. તેના દોસ્તો તેની મજાક કરતા હતા કે તે છોકરીની સુંદરતાની જે વખાણ સંભળાતી હતી તેજ તે મામાને ઘર મેહેમાન જવાની તેની લાલચનો ખરો ભેદ હતો, પણ તે એ તુચ્છ તરકો બેપરવાઇથી હસી કાઢતો. તેને એ વાતનો કશોજ મોહ ન હતો.

તે નેરલ આવી પુગ્યો ત્યારે તેની પાસે એક નાના સુંદર હેંડબેગથી જયાદા અસબાબ કશો ન હતો. તેણે પોતાનો

બધો જરૂરી અસબાબ લગેજમાં બુક કર્યો હતો, ને તે પાછળથી આવનાર હતો.

ટ્રૅન નેરલનાં સ્ટેશને ધમધમાત કરતી દાખલ થઇ ત્યારે ગાડી ધીમી પડતાંજ તે બારણું ઉઘાડી કુદકો મારી નીચે આવ્યો, પણ તે કાંઇક તાજુબ થયો કે તેના શેઠયા મામાના ઘેરનું કોઇબી તેને સ્ટેશનપર સામું લેવા આવેલું ન હતું! અલબત, તે એ પોતાના મામાને પીછાનતો ન હતો, કેમજે તેણે તેને કદી આખી જીંદગીમાં જોયલો તેને યાદ આવતું ન હતું, પણ ખચીત તેણે ચાહીને તેડયો ને તેણે તે ઇજન તેટલાંજ હેતથી બહાલ રાખવાનો જવાબ લખી ઉપડતાં સાથે તાર આપી નેરલ આવી પુગવાનો દહાડો તેમજ વખત તેમને માહીત કર્યો હતો, તો પછી કોઇ લેવાજ ન આવે એ કેમ બને?

પણ એટલામાં તો એક જવાન પારસી બાનુ ઉતાવળા ગભરાટમાં સ્ટેશનના દરવાજામાંથી પ્લૅટફૉર્મપર ધસી આવી. તે ઉસ્કેરાયલી જેવી ત્યાં ઉતરેલા પેસેન્જરોઆં ઉપર નીચે નીધાહ દોડાવા લાગી–અને તરતજ સ્વભાવીક પ્રેરણાથી હોય તેમ તે સરજ્યન મેજરે તેણીને જોતાંજ માની લીધું કે તે કોઇજ નહીં પણ તેની "સ્વીટ કઝીન" હોવી જોઇયે.

તે છોકરી જે એ મુજબ તુરતનીજ ત્યાં આવેલી હતી તે હતીજ તેવી. કોઇનું બી ધ્યાન ખેંચાય ને કોઇનું બી દીલ હરી લીએ તેવીજ તે નાજનીન હતી. તેણીએ પેહેરેલી સાડીની નીચલી કલ્લી, પછવાડે કરી લીધેલી, મડમોના ધાઘરાના "ઘેર"ની હતી, અને તે સાડીનો છેડો જરા હાથમાં ઉંચકી રાખેલો હોવાથી નીચેના નજર આવતાં ઝાલર ઝુલરના લેસના

સુંદર રેશમી પેટીકોટ વગેરેના ઠઠેરામાં તે "મડમની માય" જેવીજ લાગતી હતી. તેના જમણા હાથમાં એક નાનો ચાબુક હતો, ને તે પોતે બધી પાણી પાણી થઇ ગયલી દેખાતી હતી, જે બધું પુરવાર કરતું હતું કે મોડું થઇ ગયલું હોવાને લીધે તે મારતે ઘોડે પહાડ ઉતરી આવી હતી.

"ઓ, એક્ષકયુઝ મી-આર યુ સરજ્યન મેજર નરીમાન ?" તેણીએ હવે તેનાપર નજર પડતાંજ તરત આગળ જઇ પુછ્યું, ને નરીમાને તરત ટોપી ઉતારી પોતાની પીછાન આપતાં તેના જોડે ઘણા હેતથી શેકહેંડ કરી.

તે બંને "કઝીન" જીંદગીમાં પહેલીજવાર એ રીતે રૂબરૂ મળ્યાં.

તે અરસપરસ એક મોટાં હેતનીજ મુલાકાત હતી. બંને એકમેકને જોતાં સાથે અતીઘણાં છક થયલાં ને એકમેકથી રાજી થયલાં જણાતાં હતાં.

"અમુને એક અમારા સ્ટુપીડ ફ્રેંડે ભુલાવામાં નાખ્યાં," કુમીએ મારી ચાહી લેવાની ઢપે ખુલાસો કરતાં કહયું. "તે હરવાયા ઉલ્લુ જેવાએ તમારી ટ્રેનનો ટાઇમ અમુને એવો ઉલટો બતાવ્યો! એ નો સારૂંજ થયું જે એટલી બી ટાઇમસર એક બીજાએ પછીથી અમારી ભુલ ભાંજી, ને તમે માનશો નહીં-હું મારતે ઘોરે નીચે આવીછ!"-અને કુમી ખીલાસથી હસી.

"હું તમારો ઘણો ઉપકારી છેઉં, કઝીન," તે ડાકટરે જવાબ કર્યો; "તમોને નહીં જોયાં તેટલાં હું ગુચવાયા કરતો હતો કે મારે હવે એવા સંજોગમાં કરવું તે શું!"

"મામાજી બી આવવાના ઉતા-મંચીલ મંગાવેલી બી પણ પછી તો ટાઇમજ નહીં રહયો," રૂમીએ વધારામાં સમજાવ્યું.

"તમે આયાં તેજ ઘણું છે."-અને એમ વાત કરતાં તેઓ બંને "એક્ઝીટ"માંથી બાહેર ગયાં.

ત્યાં બાહેર સ્ટેશનને લગતાં ચોગાનમાં બે તેજી ઘોડા તઇયાર હતા, જેમાના એકપર લેડીઝ સૅડલ હતું, જેપર રૂમીએ કુદકો મારી જગ્યા લીધી. તે રૂમીની એક માનીતી ઘોડી નામે "વાયોલેટ" હતી.

બીજો વળી એક ઘણાંજ ખુબસુરત દેખાવનો લાલ એરબ તે ડાકટરને માટે લાવવામાં આવ્યો હતો, અને તેથી હાથમાંથી હેંડબેગ રૂમીના આદમીને સપુર્દ કરી તે ડાકટર બી તરત સ્વાર થયો, અને પછી તે બંને અતલસગનાંઓને તરેહવાર વાતચીત કરતાં ઘોડેસ્વાર થઇને ઘોડા ડપટાવતાં ઉપર જતાં જોવાં એ બી ખરેખર ઘણું સુખકારક હતું.

રૂમી હવે હાલમાં તો એક પટપટયુંજ પુરવાર થઇ. તેણે એટલી બધી પટપટ ને બકબક કરી, ને દોડતે ઘોડે બી એટલી બધી વાત કરી હસી હસીને પોતાના સગાને હસાવ્યો કે તેની તબ્યત તમામ ખુશ થઇ ગઇ. તેને મજબુતીથી લાગ્યું કે એવી બોલકણી ને એટલી બધી ખુબસુરત છોકરી આગળ તેના સમાગમમાં કોઇ આવીજ ન હતી!



## પ્રકરણ ૪૬

—:૦:—

તે મામા ફુઇનાઓ બંગલે પહોંચ્યાં.

ડોસાજી તેઓની વાત જોતા વરંડામાં ખોટી હતા, અને "યમ યમ" બંગલાના કમ્પાઉંડમાં તે બંને જવાન પિત્રાઇઓના ઘોડાઓએ વળાંણુ લીધી કે ઘરડો હીરાજી તુરત સીડી ઉતરીને ઘણા હેત ને ઉલટ સાથે સાંમો તેઓને મળવા આવ્યો.

તેઓ હેતથી બગલગીર થયા–તે મામા ભાણેજ જેઓએ વરસો તક એકમેકને જોયા ન હતા, અને જો કે હાલની આ નવી દોસ્તીને ઘરોબાના બાતેનમાં પૈસાનું પ્રયોજન આપણે જોઇયે છીયે ને જાણ્યે છીયે તેમ જાસ્તી હતું, તો પણ પીલુના સંબંધમાં ઇનસાફની રાહે કહી શકાશે કે તેણે અત્રે આવતાં પોતાનાં મનથી મામાના પૈસાને કશીજ અગત આપી ન હતી. તે અત્યાર તક તેઓથી અલગ હતો કેમકે આ કુટુંબ હસ્તીમાંજ નહી હોય તેમ તે સગાંવાહલાંઓની યાદમાંથી ભુસી વલાયું હતું—પણ પૈસાએ પાછળથી તેમને નવું જીવન આપ્યું, અને જ્યારે તે ઘરડા મામાએ પોતાની મતલબસર કે ગમે એમ એ ભાંણેજને હેતથી યાદ કરી ઇજન આપ્યું ત્યારે તે તેણે કશીએ રીતે અંચાયા વિના ઘણી ખુશીની સાથે સ્વીકારયું.

તેને (પીલુને) તે બાપ બેટીએ જે અસાધારણ હેતવંતો આવકાર આપ્યો તેથી તે વહાલો જવાન અજબ તેમજ ખુશી થયો, તેમના આવકારમાં ખોટાં મનનું કે સરાહગતી

કશુંજ નજરે આવતું હતું નહી, અને કહયા વિના ચાલશે કે પીલુનું દીલ બી તેઓ એમ એક થઇને અરસપરસ હેતથી મળ્યાં એટલે તેમના તરફ ગરમ દીલસોજીથી ખેંચાઇ રહયું એ કુટુંબી પ્યારની તાસીર હતી. કારમો કંકાસ કુટુંબોને અલગ ને જુદાં બાજે વખત કરી શકે છે ખરો, પણ આયંદે પાછાં એક થવાનો સમો આવતાં તે અરસપરસનાં અળખાંમણાંઓને પણ હેતથી એક થઇ જતાં વાર થતો નથી. ડાંગે મારયાં પાણી જુદાં થતાં કે જુદાં રહયાં નથી.

"લુચ્ચા, ચોર, મોટો માણસ થયો ને મોટો ડાક્ટર થયો તેથી અમારાથી અલગજ રહેવાનો ઉતો, નહીં?" હીરાજીએ તેને પેટમાં ચાપતાં પરચારો કીધો; "પણ ચાલ, મારી જઇરીમાંબી એમ ચાહીને આયો ને મને મળ્યો તે જાંણે મારી બેહેસ્તન બેહેનજ મને વરસો પછી પાછી આવી મળી. ચાલ ઘેરમાં આવ; કુમી દીકરા, તું બી મોહરૂં છાંટી આવ ને એને વરેબી પાણી મુકાવ."—અને તે સાહજન સાબોલો એ રીતે વાતચીત કરતો ઘણી ખુશાલ તબ્યતથી ઓટલાપર ચઢયો.

તે એક ઉંચી સીડીનો ઓટલો હતો, ને ત્યાં વરંડાનાં એક ખુણામાં પેલી તેહમી દબાઇને ચુપચુપ ઉભેલી હતી. તેનાં રોખસાર, એમ છતાં, લાલ થઇ રહયા હતા, ને તેનું હૃદય તે પોતે સાંભળી શકે એટલાં જોરથી 'ધડક ધડક થતું હતું! તેણીએ માથાંપર સોડ કરેલી હતી. સાડીની સોડ ઉતારેલી હોય ત્યારે ઉંઘાડે માથે, સુંદર સફાઇદાર હોરેલા બાલ કે સાદા સેંટાની ખુબસુરતી અને પોરી જેવા જોવા ગમે એવા સાદા મોટા અંબોડા સાથે તે જો મનહરણ દેખાતી હતી, તો

હાલમાં ગોલાબી કોબી કરપની એક ઘરમાં પેહેરવાની સાદી સાડીમાં સજ્જ થયલી, માથે ઓઢેલા સોડના છેડા સાથે, તે મધુરી કોઇ બી રીતે ઓછી દીલફસ દેખાતી નહીંજ હતી. તે તેની સાદી અને એકદમને ઘોંઘાટ નહી કરાવે એવી ખુબસુરતીમાં પણ જોવાજોગ જાણે એક "પીક્ચર" હતી.

એટલા માટે તે બધાં વાતચીત કરતાં તે મોટી સીડી ચહડીને ઉપર આવ્યાં ત્યાં સુધી બાજુમાંનાં એક મોટાં કુંડાંની પડખે ઉભેલી તે નાઝનીન ઉપર સરજયન ફીરોજનું ધ્યાન ખેંચાયું નહિ; પણ પછીથી ધ્યાન ખેંચાતાં ને તેમની અચબુચ નજર એકઠી મલતાં તે જવાનનો પોતાનો ચેહેરો એકદમ ખુશીમાં ખીલી રહયો, અને એક "હોલ્લો યુ હીઅર, તેહમી?" કરીને તે શેકહેન્ડ માટે લંબાવેલા હાથ સાથ તે તેણી તરફ ઉતાવળી ઉલટ ને અજાયબીમાં ધસી ગયો, જે જોવાનું કુમીને માટે ખરેખર ઘણું ચોંકાવનારૂં ને બીહીધરાવનારૂંજ હતું!

કુમીએ નૅરેલથી માથેરાન આવતાં આખે રસ્તે તરેહવાર વાતચીત તેની જોડે કરી હતી, અને ઘરમાં તે બાપ બેટી બેજ હતાં એવુંજ પીલુનાં મનપર ઠસાવ્યું હતું. "નોકર આદમીઓ"ને ગણાવા તે કાંઇ બંધાએલી હતી? તે તેહમીને એક ચઢતા વર્ગની નોકર આદમીજ જાણતી, ને તેથી તેવુંજ પીલુના મનપર ઠસાવવાની મતલબથી તે તેણીને વીશે કશું બી બોલવા કે કહેવાના જાણીજોઇને અખાડા કરી ગઇ હતી.

પણ તે બે વચ્ચેનો એખલાસ, તેણીએ જોયું કે તે ધારતી હતી તેથી દેખીતો ઘણો વિશેષ હતો, અને ત્યારે

કાલી કવચને માટે તે બેશક પુરતું કચવાટ પેદા કરનારૂંજ પુરવાર થયું.

"હું કેટલે વરસે તમોને જોઉંછ, પણ તમારામાં કશોજ ફેરફાર થયો નથી, મીસ તેહમીના, પીલુએ કહયું; તમે અહીં કહાંથી! તમે અહીં શું કરોછ?"

"જી હું-હું અત્રે——"

"એવણ મારી કુમીના કંપેન્યન તરીકે અત્રે રહેલાં છે," હીરાજી તેણીને ઓસકાતી ને ગભરાતી જોઇ પ્રસંગોપાત તેણીની મદદે આવ્યા, અને કુમી વચ્ચે બોલીને તે બીચારી ગરીબ બાળાને માઠું લાગે એવો કાંઇ અભાડો બોળે તે આગમજ તેણે ઝટ બોલી દેવાની દયા ફરમાવી; "ઘણાંજ લાયક બાનુ છે. તું ઓળખેછ શું એવણને, પીરોજ?"

"જી હા, મામાજી; અમારી રીજમીટ એક વખત મુરાદાબાદ ઉતી તાહરે અમે મળ્યાંતાં ને અમારી અરસપરસ પીછાન થઇતી; એ બાઇને વાસ્તે મને ઘણું માન છે," પીલુએ જવાબ કર્યો. 31,189

"આપુને મળ્યાને ત્રણ વરસ વહી ગયાંછ," હવે કાંઇ બી બોલવું જોઇયે એવું જોઇ તેહેમીએ નીચી નજરે ને ધીમે સાદે ઓસકાતાં શરમાતાં કહયું.

"હા, બરાબર છે," પીલુએ યાદ કરી જવાબ કરયો. "ચાલો, મારી ડૅર કઝીન ઉપરાંત તમોબી અહીં છેઓ તે ઘણું સારૂં છે; મારો વખત ઘણો સારો સોહવાશે."

"હું તમુને જરા બી "ડલ" લાગવા નહી દેવશ," કુમી હસીને અહીંયાં એકદમ વચ્ચે હોમાઇ—અને જેને જોવાને આંખ હોત તે જોઇ શકત કે તે હસવાનું રડવા જેવું કડવું

ફેર વધારે હતું ! મગર હાલની ખુશાલી ને ઉશ્કેરણીઓ વચ્ચે અલબત તે ઉપર ત્યાં ઉભેલાંઓ તે બધાંમાંથી કોઇનું બી સારાં નસીબે ધ્યાન ખેંચાયું નહીં.

પણ એટલુંજ નહી હતું. ખુદ હીરાજીનો ચેહરો બી જરાઅરા જર્દ થયો હતો ! તેને બી તેહેમી ને પીલુ વચ્ચેની આ આગલી ઓળખને એખલાસ ઝાઝાં ગમ્યાં નહી. તેનો લોભ તો કુમી આ પ્રીય જવાનને પોતાની ખુબસુરતીના ફંદમાં બંદીવાન બનાવે એ હતો—તેથીજ તો તે ગણત્રીબાજ બુઢ્ઢાએ કાંઇ કાંઇ પાટીઆં ગોઠવી ગોઠવીને આયંદે તેને અત્રે મેહેમાન તેડયો હતો, અને ત્યારે તેહેમી તેની કુમીના મારગમાં એક હરીફ—એક "કવાબમાં હાડકું" પુરવાર થાય તે એ છોકરી (તેહેમી) માટેનાં તે ડોસાનાં ખરાં દીલનાં હેત છતાં તેને પોતાને પણ કેમ ગમે ને ગળે ઉતરે ?

તેમની એ થયલી નહી ધારેલી મુલાકાતથી તે બેઉને બરપા થયલું સુખ અને ઉલટ તે બંનેના ચેહેરાપર પ્રત્યક્ષ વાંચી લેવાય એમ હતું. તેહેમીને જોઇને જોઇ પીલુની આંખમાં ખુશી ચમકી રહી હતી, ને લાલ લાલ શેખસારો સાથે ઓશકતું હસવાનું ને શરમાઇને જવાબ કરવાનું જે લક્ષણ તેહેમીએ પોતે રજુ કરયું તે બધું કુમીને જખમાવા બસ હતું.

પણ વળી વધારે રમુજી આંધરે બેહરૂં તો એ કુટાયુ
તું કે કુમી તેના બાપની એ તેમના વચ્ચેના એખલાસને
ગતી નારાજીને છુપી ખફગી જોઇ શકતી હતી, ને જોઇને
મજ માનતી હતી કે તે પોતે પોતાની મુરાદમાં માહત
વાની ફીકરમાં એમ નારાજ થતો હતો! પેલી કમીની
ાયાએ ભુલભરયાં અનુમાનોથી એ અંધ ઘેલી કાલી ક્વચનાં
નપર જે ઠસાવ્યું હતું તે તેણીએ આંધળા વીશવાસથી
ની લીધું હતું કે ડોસો પોતે મોડે વેહેલે બી તેહમીને
ાતાની કરવાની ગણત્રીમાજ ધસડાયા કરતો હતો, અને
થી તે એ બે વચ્ચેનો એખલાસ જોતાં સાથે એજ સબબથી
ખમાયો એવો તેણીને ભાસ થયો! તે બાપ પોતાના
ચ્ચાંના ભલાંમાં ખલલ આવવાના ખ્યાલથી એમ રંજ
મતો હતો એવો સુધો ને ખરો ખ્યાલ તો તે શુદ્ધ ફુટીને
તલગ થયોજ નહિં.

કુમી તો ભુલાઇ ગઇ! તેહમીને જોઇને જોઇ પીલુ તો
વું ભાન ભુલ્યો કે બાજુમાં ઉભેલી કુમીને તો તે જાણે
લીજ ગયો, અને તેહમી સાથેજ આગલી પાછલી યાદ કહી
ત કરવા પડયો, અને ત્યારે શું કુમીને ઝેર નહીં લાગે?

તે બંનેના મન આગળ દેખીતી રીતે ઘણાં ભળી ગયલાં
વાનો મામલો એક તડાકે નજરે આવતો હતો. બંનેના
લમાં એકમેક માટે પ્યારે વાસો પણ કરયો હોય—જો કે
રેખર તો છેલ્લાં છુટાં પડતાં સુધી એવી એક લાગણી—જો
વી કોઇ લાગણી બરપા થઇ ચુકી હોય તોબી—હીંમતથી
માંથી એકબી જાહેર કરી ન હતી. તેહમી એવા એકને
તાનો કરવા જેવાં પોતાનાં સુભાગ્યમાં સ્વભાવીક રીતે

માનીજ ન શકી હતી, અને પીલુપર વધતી ઓછી એવી કાંઇક અસર થઇ તેવામાંજ તેઓનું છુટું પડવું સરજીત થયું હતું.

પણ તેને, એમ છતાં, એ છોકરી પાછલી જીંદગીમાં અવારનવાર યાદ આવતી ને હઇયે ચઢતી રહી હતી. પોતે આગેવાન સરકલોમાં ફરતો હોવાને લીધે મોટે મોટે ઘરની રૂપ સુંદરીઓએ તેનાપર આ આગમજ ઘણું જીપલાવ્યું હતું, પણ કોઇબી છોકરી તેનાં મનપર સેહેજબી અસર આ "ગરીબનું બચ્ચું" કરી શકી હતી તેવી કરી શકી ન હતી. એમ છતાં ફરી મળવાનો સંજોગજ થયો નહિ, ને કાગલપત્રો લખી શકવા જેવી હદ સુધીના હીંમત ભરયા ને જાહેર એખલાસને તેઓ મુતલગ પોંહચ્યાં ન હતાં, એટલે પાછળથી પીલુના મનમાંથી તેહમી વધતી ઓછી ભુલાતી ગઇ હતી. વળી તેને એ ફુરસદના ખ્યાલો માટે જોઇએ એટલી ફુરસદ બી નહીંજ મળતી હતી. ધંધાની ધમચકરી ને ધમાલમાં ને પોતાના વધતા ને વધતા અભ્યાસમાં તે હજી બી એટલો ખંતી રહેતો કે તેહમીને એમ નહીં ધારેલી રીતે ફરીથી રૂબરૂ જોઇ ત્યાં સુધી આજના જેવી બળવાન ખુશાલી વચ્ચે તેણીની તેને એ આગમજ કદી યાદ થઇ નહી હતી.

અને અહીં આજની આ મુલાકાત બી કેટલી નહી ધારેલી ને નવાઇ જેવી હતી! કયાં તેહમી–કયાં ફ્રુમી–કયાં પીલુ, અને તેઓ ખુદાના નીર્માણ કરેલા કેવા અજબ જેવા સંજોગોથી એકઠાં મળ્યાં હતાં; પણ ખરેખર એવા દપોદપ અને ગપોગપ સંજોગો જીવતી જીંદગીમાં થતા નહીંજ હતે

તો ગરીબ બીચારા વાર્તા લખનારાઓ લખતે તે શું, ને 'ફરફરયા' નામદારનાં હજારો શોખીન વાંચનારાંઓની આ ફીસમની ખીદમત કરતે તે કેમ?



## પ્રકરણ ૧૬.

—:o:—

તેઓ ટાહેલાં મારતા વરંડામાં બેઠા હતા. તે મામા ભાણેજ જમીને બાહેર આવ્યા પછી "છોકરીઓ" પોતપોતાના ઓરડામાં ગઇ હતી. કુમી સાડી બદલવા ગઇ, અને તેહમી પોતાના ઓરડામાં જઇ લાઇટ વધારી વાંચવાની ચોપડી લઇ બેઠી હતી.

ખુશનુમા ચંદની પડતી હતી. દીલખુશ પુનમની તે એક રમણીય રાત્રી હતી, અને રાતની રાણી માહાતાબે આસપાસની આખી ખલક ઉપર રૂપેરી ચાદર ઓઢાડેલી હતી.

સઘળું શાંત અને સ્થીર હતું. પવન પડી ગયલો હતો, અને યમ-યમના કમ્પાઉંડમાંના વીશાળ ઝાડો માથું નમાવી નીંદ્રાવશ થયાં હોય તેમ કશાબી ખડખડાટની હીલચાલ વીના થંબ થઇ ઉભાં રહયાં હતાં.

તે બંગલાનું "સીચ્યુએશન" પણ ઘણુંજ ખેંચાણકારક હતું. કમ્પાઉંડની લગોલગ એક ઉંડી ખાહી હતી, ને ફરતા પહાડો ને ખીણો વચ્ચે અંદરથી આવેલો તે બંગલો કોઇને બી ગમે તેવોજ હતો. હીરાજીએ તે એક યાહુદી ગૃહસ્થનો આઇતો ખરીદેલો હતો.

અને તેવી તે રાતની શાંતી ને સ્થીરતા વચ્ચે વરંડામાં સામસામી આરામ ખુરસીમાં નીરાંત માંડી બેઠેલા તે મામા ભાણેજ ટાહેલે વળગેલા હતા.

"મારી તો જાણે ખુશાલીજ ભાગતી નથી," હીરાજી કહેતો હતો; "તું આયો તે મને ઘણુંજ ગમ્યું. તું જોજે તો ખરો, તુંને અહીં એવું સોહવઇ જશે. આપરી કુમી તુંને જરાબી ડલ લાગવા દેવાની નથી."

"તમારી ઘણી મેહેરબાની છે, મામાજી," પીલુએ જવાબ કર્યો; "મને તમારા લોકની કંપનીમાં જરા બી ડલ લાગવાનું નથી."—પણ તે એમ બોલતો હતો ત્યારે તેની નજર બાહેરના કમ્પાઉંડના ચોગાનમાં અચબુચ ખેંચાઇ રહેલી હતી. ત્યાં સરોવર જેવાં સીધાં બદનની એક કોઇ સુંદરી વીચારવંત અદાઓથી ધીમા કદમે ફરતી હતી. તે કોણ હતી? ચંદનીમાં તે દુરથી જોઇને પીલું ઓળખી કે નકકી કરી શકયો નહીં. તે કુમી હતી કે તેહમી?

તેહમી હોય તો એ લાલાજીનું બી ઘણું મન થયું કે ડોસાને પડતો મેલી ત્યાં ઉતરી જવું ને તેણીની સેહલગાહમાં જઇને ભાગીદાર થવું. તેની સાથની વાતચીતમાં તેને પોતાને ઘણીજ મોજ માલમ પડતી, ને તેને એકાંતમાં મળવાને તથા તેણીને લગતી થોડીક જાસ્તી બાતમીઓ મેળવવા તેનો જીવ કયાર કયારમાં પડયો હતો.

પણ એમ કાંઇ જવાય? મામાને વાત કરતો મુકીને તે જઇજ કેમ શકે? તે અકરવકર કરતો તેથી પોતાની ખુરસીમાં બેસી રહયો.

"એમાં મેહેરબાનીની શાની-પથરાની?" પીલુ જે છેલ્લું બોલ્યો તેના જવાબમાં હીરાજીએ હસીને કહયું; "પાણી ધાડું કે લોહી? તું ને હું કંઇ જુદા છઇયે?"

"અલબતજ નહી, મુરબ્બીજી," પીલુએ જવાબ કર્યો, કે જયારે તેની આંખ તો સાંમે ઉપર નીચે ફેરા લેતા ને સેહેલ કરતા પેલા સુંદર આકારની પુઠેપુઠ દોડતી ને ભમતીજ રહી.

"મોરે વહેલ્લે, દીકરા," હીરાજી તેની એ બધી તાણખેંચ ને અકરવકર જોયા વીના પોતાની મતલબને બરની વાતપર હવે ઉતરતો હતો, "મોરે વેહલ્લે તારા મમાવાના વીલની રાહે ઘણું ખરૂં જે આજે મારૂં છે તે બધું પાછું તારૂં થવાનું છે."

"મને તેનો કશોજ લોભ કે પરવા નથી મામાજી," પીલુએ કહયું; "તમે પોતેજ જીવીને વાપર્યા કરો.

"હેંકયું; પણ વરી એમ બી ખરૂં હો પોરયા," હીરાજીએ હસીને હસવાનું કીધું, "કે આજે હીંગામ બધો એવો છે ખરો, પણ તારી સરજતમાં નહીં હોય તો હજી બી બધું ઉલટાઇ જાએ, ને એ બધાંમાંથી એક પાન પાવલો બી નહીં મળે!"

"તેમાં શું શક?" પીલુએ કહયું. "જીંદગીની નાપાયદારીમાં હું ઘણું માનવાવાળો છેઉં! તમેજ મરી જાઓ ને હુંજ જીવતો રહું તેની જામીનગીરી શું છે? એમ બી કાંએ નહીં થાય કે તમારી આગમજ હુંજ પાવરો ઉંચકું, ને તમારા મરવાથી જે મારૂં થવાની તમે આજે વાત કરોછ તે મારૂં નહીંજ થવા પાંમે?"

"તેમ નહીં; હું કંઇ મોત જીવતની વાત કરતો નથી," હીરાજીએ ખુલાસો કર્યો; "મારૂં કહેવાનું તો એમ કે હું કંઇ હજી ઘણો બુઢો નથી, ને ધાર કે મારાં ભેજાંનો ફીરો ચંવર્યો ને મેં ફેરે બીજું ઘેર કીધું ને મારે તાંહાં દીકરાનો જનમ થયો તો પછી અસલ વીલના કરાર મુજબ બધું મારેજ તાંહાં સચવાયલું રહે કેની?"

પીલુ હસ્યો.

"ભલે રહે; હું કાંહાં માગુંછ કે ઉમેદ કરૂંછ?" તેણે હસીને કહયું. "તમારે ગમે તેમ કરોની!"

અલબત તે મનથી સારી રવેશે સમજતો હતો કે તેનો મામો આ તો ફક્ત હસવાનું કરતો હતો. તે ડોસો આવી મોટી ઉમરે—પુરતો અથાતથા થઇ રહેલો હોવા છતાં—પરણુવા નીકળે એ ખ્યાલજ હસી કાઢવાજોગ હતો.

અને હીરાજી? તે કાંઇ ફક્ત હસવાનુંજ નહી કરતો હતો. નહીં કે તેણે ફરી પરણુવાનો ઇરાદો કર્યો હતો, ને તે આ ખરૂં કે ખરા દીલનું કહેતો હતો; મગર તે અરધું હસવામાં ને અરધું પીલુને બીહીવરાવાની મકસદથી એમ કહેતો હતો. તેના મનથી કે પૈસો સૌનેજ પ્રીય હોય છે માટે પીલુને બી હોવોજ જોઇયે, ને જો તે પોતે પરણુવાનો ઇરાદો કહે તો પીલુ તે રીતે રખડી જવાની ફીકરથી કુમી સાથ પરણુવાને નહીં મન હોય તો બી એકદમ કબુલ થઇ જાય!

પણ પીલુએ તો તેની એ ભપકી એવા રસકસ વગર સાંભળી કે હીરાજી તાજુબ થયા વીના રહી શકયો નહી. પીલુ તો જરાબી ઉશકેરાયો કે અજબ થયો નહી. તેણે તો તેના મામાને એવી બેવકુફીથી બાઝ આવવા જોગી એકે સલાહ કે

એસ્તેમાસ બી નહીં આપી! ખરેખર, હીરાજીએ જોયું કે તે પોરયો યાતો પૈસાને તુચ્છ જાણનારો અને ઘણા ઉદાર હેતુઓનો હતો, અથવા તો પાતાળ પાણી ચલાવી મોરી કોરડી રાખે તે રકમનો એક પહોંચેલબુદ્ધી બાંગડને મોટો મીંઢો મસકલો હતો.

પણ પીલુનું ઘણું ધ્યાન એ દરમ્યાનમાં એ ભવીશના વારસાની ભેટાઇ કરતાં કમ્પાઉંડમાં ફરતી પેલી સહેલાણીમાં વધારે ભરાઇ રહ્યું હતું. તે તો ક્યાર ક્યારમાં પડયો હતો. તેની ઘણી મરજી થઇ કે ચંદની ભોગવવા નીચે ઉતરવાની મકસદથી તેણે ડોસાની રજા માગી લેવી, પણ તે ડોસાને બી સાથે ફરવા ઉતરવાનું ફીકર થાય તો? તેથી ચુપજ રહયો.

પણ બાજે વખ્ત આપણી ચાહેલી મુરાદ બર લાવવા ખુદ ખુદા પોતે આપણી યારીએ આવે છે! એ દરમ્યાન સારાં નસીબે કમ્પાઉંડમાં ફરતી તે બાળાને તે બુઢ્ઢાજીએ બી જોઇ, ને તરત થાપ ખાઇ ગયો. તેને એમજ લાગ્યું કે તે રૂમી હતી, અને તેણે ચાહ્યું કે તે પોરયો નીચે બાગમાં જાએ ને તેને મળે. તે જ્યાં ત્યાંથી પોતાની મતલબ બર આવેલી જોવાને ખંતી હતો.

તે પોતાનાં બચ્ચાંની નીતિને પાકીજગી માટે કેવળ ખાત્રીપુર્વક હતો. તેણે એ બચ્ચાંની અનેક મરતબા એ બાબે છુપી તપાસ લાધી હતી, અને તે બિલકુલ શુદ્ધ વર્તણની બે—સવાલ પુરવાર થઇ હતી. છોકરીઓપર એકદમ સખ્ત જાપતો રાખવાની હેમાકતમાં તે માનવાવાળો ન હતો. તેના પોતાના વીચારો સુધરેલા ને છુટા હતા. ગેરકાયદે છુટાપણાંનો તે

હીમાયતી ન હતો, પણ તેમજ વળી પોતાની છોકરીઓને અવીશ્વાસના ચોકી પેહરાથી સમાલવાનું કરવાવાળાઓ ઉલટાં તેમને નાસભર ને ઉતાવળી બનાવી તેઓની ખરાબીજ શોધે છે એવો તેનો મુસ્તકીમ વીચાર હતો.

"તુંને નીચે બાગમાં ફરવું હોય તો જાની, દીકરા?" થોડા વખતની ચુપકીદી પછી હીરાજીએ કહયું; "તુંને થાક નહી લાગતી હોય ને ઉંઘ નહી આવતી હોય તો બેલાસક જા. મજાની ચાંદની પરેછ. ને બાહાર ઘણું ખુશનુમા લાગતું હોશે."

"તમેબી આવોની જી?" પીલુ જરા ચીખો થયો.

"નહી, હું તો હવે અંદર જઇને જરા અરેટાવશ," તે ડોસાએ કહયું,—એવી રીતે કે જાણે સામે કુમીને બાગમાં લટાર લેવા ઉતરી પડેલી તેણે જોઇજ ન હોય—અને આ રજાથી ખુદાએજી પાયા હોય એવી ખુશાલીમાં જયારે એક હાથપર પીલુ નીચે ઉતર્યો ત્યારે હીરાજી અંદર ગયો.

પીલુની તો એ આગમજની ઘણીવારની ખાત્રીજ થઇ ચુકેલી હતી કે તે બાગમાં ઉતરેલી કુમી નહી પણ તેહેમીજ હતી. તે તેથી ઉલટમંદ ને ધીમે કદમે પુઠે ગયો, ને તેણે તે માહાણુબને ચેતાવ્યા વગર તેનાં ખભાં ઉપર નરમ હાથ માર્યો.

તે ચોંકી.

"ઓ ડાકટર," તે ખુશાલ હસીને બોલી, "તમે મને કેવી બીહધરાવી!"

"એકલાં એકલાંજ લેહેર કરોછ?" પીલુએ હસીને કહયું.

"ત્યારે સાથે કોણને લેવા જઇયે?" તેહેમીએ તેવીજ

ખુશાલ તબીયતે જવાબ કર્યો;—અને પછી ધીમે સાદે વધાર્યું, "તમારી મેહેરબાની મારા જેવી ગરીબપર હજી આગળના જેવીજ છે તે જોઇને મને ઘણી ખુશી ઉપજી. હું તો જાણું જે તમે મને ભુલીજ ગીયા હોશો."

"મને મારાં કામ વચ્ચે બૈરાંઓની યાદ કરવાની ઝાઝી પુરસદ મળતી નથી," પીલુએ અરધું હસીને અને અરધું ગંભીરતાથી જવાબ દીધો, "પણ મને જયારેબી તક મળતી ત્યારે હું તમારોજ વીચાર કરતોતો."

"ખરેખર?"

"તમે માનતાં નથી? જુઓ આએ સબી! કોણની છે?"—અને સુંદર તેહમીની હદ વીનાની ખુશાલી ને ખ્યાલ નહી થઇ શકે એટલી બધી અજાયબી વચ્ચે તેણે પોતાના ઘડીયાળના છેડામાં પેહેરેલી લૉકેટ ખોલીને એક સબી તે ચંદનીમાં તેણીને બતાવી. તે તેહમીનો ચેહેરો હતો!

તે ખુશીની મારી કેટલોકવાર બોલી બી નહી શકી. આવો મોટો ને નામાંકીત માણસ તેના જેવી એક મુફલીસ નાવારીસનો એટલો ખ્યાલ રાખે કે એક ફોટો જે વરસોપર તેણે તેણીની કને માંગીને મેળવ્યો હતો તેની લૉકેટ માટે તેણે નકલ વટીક કરાવી લીધી તે તેહમીને ખરેખર હરખાવા જેવુંજ હતું.

હવે તેઓ, તેથી, બની શકે તો અરસપરસ વધતા એખલાસ ને વીશેષ વીશ્વાસથી વાતચીત કરતાં થયાં. પીલુએ તેને ખાત્રી આપી કે તે ચેહેરો તેને પોતાની લૉકેટમાં હમેશ સાચવી રાખવાનો તેને લોભ થયો હતો, ને પછીથી તેણે

તેણીને લગતી હજારો આગલી પાછલી પુછપરછ કરી, જેના તે શાંત સ્વભાવની મીઠી અને ભલી છોકરીએ બધા પ્રમાણીક અને અદબવંતાજ જવાબો કરયા.

તે પીલુને 'ડાક્ટર' કહીને એ મુલાકાત દરમ્યાન બોલાવતી રહી હતી, પણ પીલુએ પોતેજ જરા ગુસ્સો કરીને તેને "પીલુ" કહેવાની ફરમાસ કરી, અને ત્યારે તેહેમી બીહીતી બીહીતી ને ઓસકાતી શરમાતી મુશકેલથીજ ઘણે વરસે એ પ્યારૂં નામ પાછું પોતાની મુખ જબાંનપર લાવી શકી.

તે પરસપર મોટાં પવિત્ર સુખની એ રીતે ટુંક મુલાકાત હતી—સુખ કે જેમાં અશોઇ વતરોગે બીજું કશું બરપા થઇ શકયુંજ નથી. પવિત્ર માગણીનાં ખરા ખાલેસ ખુદાઇ પ્યારનું હર હંમેશ એજ લક્ષણ થાય છે. એ લાગણીજ એવી બુલંદ, એવી અશો, એવી પવિત્ર થાય છે કે જેમાં કલંકીત કે ગલીચ કશું હોતું કે થતુંજ નથી. એ લાગણી તો ખોદાની ખુદાઇનોજ એક અંશ છે—પણ એ વીશે વધારે વીસ્તારથી કદાપી આપણી આ નાની વારતાના સફાઓમાં આગળ આપણને બોલવું પડશે, એટલે અહીં તે માટે લાંબુ કરવાની જરૂર નથી.

ટુંકમાં, અરસપરસની એ મુજબની વાતચીતના સુખમાં ગીરફતાર ગર્ક થયલાં તેઓ ઉભેલાં હતાં. પીલુએ તે બીધેલી હરણીનો હાથ પોતાના હાથમાં કેદ કરયો હતો, ને તે એક પવિત્ર સ્વપનાનાં સુખમાંજ તેહેમી જાણે જાનોનિસાર ગર્ક ગઇ હતી. તેણીનું એ વખતે હૃદય જોશથી ધડકતું હતું, ને ગોયા તે આખાં તન બદનમાં સુખનીજ લાગણીઓથી ધ્રુજતી હતી—તેટલાં બાજુમાંના ઝાડોમાં તેઓ ઉભાં

હતાં તેની છેક લગોલગમાં–એકદમ કાંઇ ખખડાટ થયો, ને તેહેમી કોઇને ત્યાં આવી લાગેલું જોઇ ચોંકીને ખસ્તી થઇ ગઇ. એ ત્યાં આવી લાગનાર કોણ હતું ?

તે કુમી હતી !

——:o:——

## પ્રકરણ ૧૭.

—:o:—

તે કાલી કવચ હતી !

તેહેમી અને પીલુ તેને એકદમ એમ પોતાની રૂબરૂ આવી ઉભેલી જોતાં પહેલી હરોલમાં સ્વભાવીક ઓશકથી ગભરાઇ ગયાં, અને આપણે ગયા પ્રકરણમાં વાંચ્યું તેમ પીલુએ પોતાના હાથમાં કેદ કરેલો તેણીનો ન્હાનો નરમ નાજુક હાથ, બેઅખત્યાર ગભરાટમાં, તેણીએ પાછો ખેંચી લીધો. બીજા હાથપર કુમી પોતે પણ એ અજબ જેવો મામલો જોતાં એકાદ પળ ખફગી અને અદેખાઇમાં એકદમ ખેંચાઇ ગઇ, પણ તે કુનેહબાજ અબળા હતી, અને તેથી તાબરતોબ પોતાનાં મનનું બીજીજ પળે સમાધાન કરી લેતાં ડાવકેપણે હસીને આગળ વધી તેણે કહયું, "ઓ, તમે લોક અહીં છેઓ કે? મને પપાએ મોકલી કે પીલુ બાગમાં એખલો હોશે,–પણ તું અહીં કાંહાંથી ઉતરી આવી, તેહેમી? ચીલ બીલ લાગી જશે તો?"

તેહેમીનો ચહેરો તરેહવાર ઉશ્કેરણીઓ અને પ્રમાણીક ઓશકનાં પરીણામમાં જોવાજોગ હદ સુધી મનોહર અને લાલ થયલો તે ધોળા દીવશ જેવી દીલખુશ ચંદણીમાં પણ એક

તડાકે દેખાઇ આવતો હતો, કે જ્યારે કુમીને ભીતરે તેનાપર એટલો કેહેર આવતો હતો કે તેનું જો ચાલતું હોય તો છુટ્ટી છરી મારે! તેણીએ એ મામલો જોયો ને જોયોં તે તન બદનમાં ઇર્ષાથી જલીજ ગઇ. હેમક તે! તેં ભાન–ભુલીને સુધ્ધીજ ક્યાં હતી કે તે પીલુને ચાહવાને અથવા ચાહીને પરણવાને છુટ્ટી ન હતી? તેણીનો પરણ્યો ખાવિંદ કેકુ હઇયાત હતો ત્યાં સુધી તે આવી જાતનાં એકબી સુખ કે એકબી આશીરવાદ માટે ખોદાને ઘેરની મના માંગી લાવી હતી, પણ તે આગલો ખ્યાલ કરવા થકી હાલમાં તે હૈયાંફુટીને ખુદ્દીજ કયાંથી આવી શકે?

પીલુને બી કાલી કુવચનું એ કવાબમાં હાડકાં મીસાલ હરકત કરતી આવવાનું આગમણ જરા થઇને ગમ્યું નહી. વાત કેવી પ્રસંગોપાત રસપર ચઢેલી હતી—તે બે નિર્દોશ વહાલાંઓ આગલી પાછલી યાદો સાથે કેવી દીલખુશ ગુફ્તેગોમાં ગીરફતાર થયલાં હતાં, તેવામાં તેણીનું ત્યાં આવી લાગવું, પીલુને લાગ્યું કે, સઉથી કમભાગ્ય, કઢંગું ને કંટાળો પેદા કરનારૂં પુરવાર થયું હતું!

તેણીએ "ચીલ" લાગવાનું બહાણું આપીને બાગમાંથી તેહેમીને ખેરવી નાખવાના આવતાં, સાથે પેતરા કીધા તે પીલુ તેમજ તેહેમી બંને એકી વેળાએ જોઇ શકયાં, અને તેહેમીને ચાંપ પડેલી જેવી તે ધારતી હતી તેમ ત્યાંથી એકદમ રૂખસદ લેતી નહી જોઇને તેણીને પોતાને બેવકું ખસ્યાણું લાગ્યું, કે જ્યારે તેણીએ અંજાણી અમ્મા થઇને એકદમ વધારયું, "ઓ, તમે બેઉ જણા કંઇ ખાનગી વાત તો નહી કરતાંતાં કે? મેં અહીંયા આવીને તમોને બેઉને નહીં ધારેલાં

કંઇ ડીસ્ટંબ તો નથી કીધાંની? હું કંઇ આવતે નહીં, પણ પપાએજ મને મોકલી કે પીલુ બાગમાં એકલો હોશે"—અને વળી હસીને—"ને મને કહયું જે તેહેમી કાંહાં છે? તેહેમી જાંહાં હોય તાંહાંથી તેને અહીં મોકલ."

"શું પપા મને બોલાવેચ?" તેહેમીએ નરમ અવાજે પુછ્યું.

"હા, તેવણુને તારા વગર વરી ચાલેચજ કાંહાં જે તેની વાત? સુવા જવા આગમચ કંઇ તારી પાસે વંચાવા માગતા હોશે," કુમીએ નિર્દોષતાના દરેક દેખાવથી કહયું.

"ત્યારે તો યુ વીલ એકસકયુઝ મી, ડોકટર," તેહેમીએ મીઠાસથી હસીને પીલુ તરફ ફરીને કહયું,—અને બીજીજ પળે તે ઉતાવળાં કદમે બંગલામાં જતી રહી.

"પપાબી હવે તો કંઇ હદ વગરના ચેરા થતા જાયચ," તેનાં જવા પછી કુમીએ હસીને કેહેતાં પાટયાં ગોઠવવા માંડયાં; "તેહેમી નહીં ઉતી ત્હારે એવણનું બધું સરખેસરખું ચાલતું હતું, ને એ પોરી ઘેરમાં આવી ને આવી એવણ તો જાણે એની મદદ વગર એક દમ બી ભરી શકતા નથી! ભલા આદમી. એમ બી ને એમ બી નહીં તો કોઇ સેક્રેટરી રાખે તો પાલવે."

પીલુએ તેના એ બકવાતપર ધ્યાન આપ્યું નહીં, અને કાંઇક કરાજ ઢપે કહયું, "તમુને ચીલ લાગશેની, કુમી? તેહેમીને વાસ્તે તમે ચીલથી બીહીધેલાં દેખાયાં, પણ તમે પોતાની તબીયતની પરવાહ કરતાં હોવો એમ લાગતું નથી!"

"ઓ, આઇ એમ યુઝડ ટુ ઇટ," તેણીએ કાંઇક ફજેત લાગતાં જવાબ કર્યો; "તેહેમી તો મુઈ કંઇ ઘણીજ નાજુક

છે. એને તો સરદી ગરમી જરા જરામાં ઍફેક્ટ કરેછ."–અને વળી હસીને વધાર્યુ, "હું તો તમોને ગમતું હોય અને તમે કેહો તો તમારી સાથે ચાલતી હમણા છેક ગારબટ સુધી જઇ આઉં! તમુને અહીં બહાર ગમેછ કેની? હવામાં કાંઇ કાંઇ ઘણી ટંડક બી નથી, અને ચંદણી બી ઘણી મઝાહની પરેછ."

પીલુ મનાઇ ગયો. તે પોરીમાં પાખંડજ તેવી કીસમનાં હતાં કે પીલુ જેવા એક પાહાલ્વન અને ઠરેલને પણ તે એક લેહેજામાં મોમ મીસાલે નરમ કરી શકે! તેણીની આંખમાંજ જાદુ હતું. તે જેનાપર ખુશીમાં રીઝીને હસે તેનું પોતાની નેણકટારીથી આરપાર અંતરજ વીંધી નાખી શકે એટલી એ છોકરીમાં ખુદાની આપેલી કાંઇ અજબ કુદરત હતી. તેણીએ તરત બંગલામાં નહીં જવાનું માંગી લેતાં કંઇ એવા તો મીઠાસથી ભરેલી આંખે તે વહાલા જવાન તરફ જોયું કે તે તેમને હરકત કરતી આવી હતી તે રાતનો અણગમો તે એટલો જલદી ભુલી જઇ શકયો, અને તેણીની મહોબતમય કાકલુદીના જવાબમાં તે તેટલાજ મીઠાસથી પોતે પણ હસ્યો.

તેઓ, તેથી, તે પછી એકમત થઇ તરત વેળા બાજુમાંના એક બાંકપર તાહેલાં મારતાં જઇ બેઠાં.

"તેહેમી સાથ તમોને કયારેકની ઓરખ, પીલુ?" તેણીએ સાદાઇના દેખાવથી પુછયું.

ત્રણ ચાર વરસપર જયારે મુરાદાબાદમાં મારી રેજીમેંટ હતી ત્યારે હમારા વચ્ચે ઘણા ઘરોબાની ઓરખાણ પીછાણ હતી," પીલુએ જવાબ કર્યો.

"અને હમણાં હું આવી લાગી ત્યારે તમે લોક તે આગલી પાછલી યાદ કરતાંતાં કે?" કુમી કાગળી થઇ; "મુઇરે હું! કેવું ખરાબ!! મને મારૂં પોઝીશન એવું તો એબસર્ડ લાગ્યું! બટ આઇ એસ્યોર યુ, આઇ કુડ નોટ હેલ્પ ઇટ. મને તો પપાએજ મોકલી. પપા બી બાજે વખત એવા સીલી થાયચ! જરાક તેહેમી આગળથી ખીસેચ એટલે બસ એમ અકરવકરમાંજ પરી જાયચ!"

"એટલે, શું પપાનો એટલો બધો એની પર કાઇન્ડ રીગાર્ડ છે?"

કુમી ઓશરકાતી હોય તેમ એકાદ પળ જવાબ નહીં દેતાં ચુપજ રહી.

"મુઇ મને તો હા કહેતાં બી શરમ લાગેચ," તેણીએ જરા વારે હસીને આગ લાકડાં લગાડયાં; "કાઇન્ડ રીગાર્ડ બી તેની હદમાં હોય તો સારૂં લાગે કેની? આએ તો મુવું કંઇ ઘણુંજ કફોરૂં ને અનનૅચરલ જેવું લાગેચ!"

"એટલે તું શું કહેવા માગેચ, કુમી? તું કંઇ મોઘમમાં બોલેચ! હું નહીં સમજતો," પીલુએ કાંઇક શરૂ થતી શંકા ને અજાયબીમાં પુછ્યું.

"હું જાણું જે તમે સમજી જશો," કુમીએ હજી ઓશરકાતી ઢપે જવાબ કર્યો; "પણ તમે કહાં પરાયા છેઓ જે મારે તમુને કહેતા આંચકો ખાવો જોઇયે? પણ સબર, તમે મને પ્રૉમીસ આપો. હું તમુને એ ભેદ વીશ્વાસમાં કેહું તેના બદલામાં તમે મને ગરદન તો નહીં મરાવો?"

"નહી–નહી–એવું તે શું છે?" અને પીલુ ખરેખર જીજ્ઞાસાથી જાસ્તી ઉશ્કેરાયો.

"નહી બા પ્રોમીસ આપો તો," કુમી હજી બજીદ થઇ; "પપા જો જાણે કે મેં એમ તમુને મારા વહેમ કહી દીધાચ તો મને જીવથીજ મારી નાખે!"

એ જો કંઇ એટલું બધું ગંભીર હોય તો યુ હેડ બેટર નોટ સે ઇટઃ મારે નથી સાંભળવું."

"વૅલ, હું તમુને કહેવા માગુંચ તે કંઇ મારે કે પપાને ખાતર નહી પણ તમારે પોતાને વાસ્તેજ તે કહેવા વધારે એંકશ્યસ છેઉં."

"શું?"

"હું ધારૂંચ જે પપા પાછા પરણુવા નીકરયાછ."

પીલુ એકદમ ગંભીર થયો.

"હોશેજ," તેણે વીચારવંત અદાથી કહયું. "એવણે પોતેજ પોતાનો એ ઇરાદો હમણાં જમ્યા પછી મને કઇ સંભરાવ્યો હતો."

હવે કુમીની ચોંકવાની વારણ આવી, અને એ રીત વહાલાં વાંચનારાંએ જોશે કે તેઓ બધાં વચ્ચે અરસપરસ વગર ફોકટનું એક આંધરે બેહેરૂંજ કુટાતું હતું! કુમીના મનમાં તેણીની લુચ્ચી આયાએ તેહેમીને માટે એ શંકા કેટલી જુઠી ઉભી કીધી હતી તે આપણે આગલ વાંચી આવ્યાં. વળી તે પછી બીજા હાથપર ધરડા હીરાજીએ પોતાની એ મકસદ પીલુને કહી સંભળાવી ત્યારે તે કુમી સાથે પરણુવા જલદીથી એકમત થાય તેવી રીતે તેને ઉશ્કેરવા ને ડરાવાની મતલબથીજ એમ કયું હતું તે પણ આપણુને ખબર છે. એટલા માટે તેહેમી સાથે પીલુ કોઇ રીતે બંધાઇ જવાની "બેવકુફી" કરે તે માટે અદેખી પડીને કુમીએ

જ્યારે પોતાના બાપની મકસદ તેની આગળ જાહેર કીધી ત્યારે તે આયાએ કહેલી વાતમાં વજુદ હતું એમ પીલુને મોહેથી સાંભળીને તે હેમક છોકરી પોતે પણ ખરેખર અકળાઇ ગઇ.

બધાંજ એ રીતે અરસપરસ ભુલમાં અને વહેમમાં ફુટાટ મરતાં હતાં, અને એક અજબ જેવા સંજોગનાં પરીણામમાં એ ચોકકુ આબાદ એવું બંધ બેસતું આવી ગયું કે જે વાતનો કુમીના ધરડા પીતાને પોતાને અથવા નીર્દોષ તેહેમોને કોઇ એક દુરનો સ્વપ્નો બી નહીં હતો તે ખરેખર બનવાની કે બની ચુકેલી હોય તેમ પીલુ તેમજ કુમી તમામ ભુલભરેલાં અનુમાનોમાં એકદમ આડે રસ્તે દોરવાઇ ગયાં !

——:o:——

## પ્રકરણ ૧૮.



એ પછી કેટલોક વખત સુધી અરસપરસ બંનેને અનુકુળ થતાં ગંભીર વમાસણો વચ્ચે તે મામાફુઇનાંઓ ગમખાર ચુપ બેસી રહયાં. તેહેમોને હીરાજી ખરેખર પોતાની મોહોરદાર બનાવવાનો ઇરાદો રાખતો હતો એ વાતમાં વજુદ માલમ પડતાં કુમીને માટે તે કાતીલ ઝેરથી જયાદા જબુન પુરવાર થયું—તેણીએ તો પોતાનો વહેમ, ફકત પીલુને તેણીથી અલગ કરવાની મકસદથીજ, કહી સંભળાવ્યો, કે જયારે તે વાત ખરી હતી એવો પુરાવો પીલુ મારફતેજ સામો તેને મળી જતાં જાણે તેણીનો જવાન જાન કબજ થઇ ગયો ! એ

આફત, એ શું બનવાજોગ હતું.—એ શું માનવાજોગ હતું કે જ્યાં અત્યાર તક તે પોતે રાજ કરતી રાણી અને સાહેબી કરતી શેઠાણીના તોરથી રહેલી હતી ત્યાં તે કુમીની છોકરી તેહેમી તેની સાવકી મા તરીકે જલદીથી હકુમત કરનાર હતી, અને તે મકસદથીજ તેણીના પીતા હીરાજીએ તેણીને અત્રે બોલાવી લીધી હતી?

"પણ તું શું એમ કહેવા માંગેચ, કુમી, કે તારા પપા જો પરણવાનો વીચાર કરતા હોય તો તે આએ તેહેમી સાથેજ હોવું જોઇયે?" પીલુએ હદ વીનાની અજાયબી વચ્ચે પુછ્યું.

"બેશક; એમ નહીં હોય તો બીજું શું હોય?"

"હું માનુંજ નહી," પીલુએ મજબુતીથી કહયું; "તેહેમી એટલી નાદાન કેમ થઇ શકે કે એવી એક બેવકુફ દરખાસ્તને એકમત થાય? કંઇ નહીં તો ઉમ્મરની વચ્ચેના ગેરસલુક તફાવતનો તો એ છોકરીએ ખ્યાલ કરવો જોઇયે?"

"હું બી તેજ કેહુંચ તો!" કુમીએ ચહરાવી આપ્યું; "હું ધારુંચ જે એ પોરી પપા ડીઅરના પૈસાથી અંજાઇ ગેઇચ. ગરીબીમાં અવત્યાં મુકતી ઉધરેલી એટલે આવું એક ચાન્સ મલી જાઓ તે એના જેવી એકને વાસ્તે તો ખોદાયજી પાયા જેવું હોવું જોઇએ કેની?"

પીલુ ચુપ રહયો. તે અત્યંત ગંભીર થઇ ગયો. જો આએ વાત ખરીજ હોય તો તેને લાગ્યું કે તેહેમી મોટી દાગાબાજ અને ફરેબી હોવી જોઇએ. ફકત દશ મીનીટની વાતપર કુમીએ આવીને તે બંનેને ભડકાવી માર્યાં ત્યાં વેર તો તે છોકરી તેને માટેના પ્યારમાં ઘણું સુખ માનતી હોય તેવો દેખાવ કરતી હતી; તેની સઘળી વર્તણુક ને વાતચીત

બધી તેજ તોરની હતી, અને ખરેખર જો એક હાથપર ઘરડા હીરાજીને હાથ કરવાના, કુમી કહેતી હતી તેમ, તે વલખાં મારતી હોય, તો બીજા હાથપર તેના જેવા એકને હાથતાલી આપવા માટે તે ગેરસલુકજ નહીં પણ સરબસર ગુનેહગાર લેખાવી જોઇએ.

"હું એ પોરી સાથે મન મુકીને બોલતી ચાલતી નથી તેથી તમે મારે વાસ્તે ઘણું હલકું વિચાર્યું હોશે," કુમીએ પોતાના બચાવમાં બોલતી હોય તે ઢપે ખુલાસો કર્યો, "પણ તમે જોવોચ, પીલું, કે એ છોકરીની ચાલ મુતલગ સારી નથી. એ મુઇએ મારા પપાનું મગજજ ચકાસાવી દીધુંચ! એ મારી માએ થઇને અહીં સાહેબી કરે તે હું કદી જોઇ કે ખમી શકવાની નથી!"

"હજુ એ વાત મારાં ધ્યાનમાં ઉતરતી નથી," પીલુએ દેખીતી નાખુશી વચ્ચે ઘણી વિચારવંત ઢપે કહયું. "જહાં પોતાનું દીલ નહી તાંહાં એ છોકરી પોતાને પૈસા બદલ વેચવા રાજી થાય તેમાંની એ છોકરીજ નથી."

"પણ આપરે કેમ જાણ્યે જે દીલ નથીજ?" કુમીએ તકરાર ઉઠાવી; "મારા પપા કાંઇ એટલા બધા ઘરડા નથી થયા જે એ વાત આપરે નહીજ માની શકયે?"

પીલુનો જીવ ખાટો મારી ગયો. તેને તે ખુશનુમા ચંદણી કે તેની મહોબતની તલબગારીમાં તણાઇ મરતી બાજુમાં બેઠેલી મધુરી માટે કશુંજ ભાણ રહી શકયું નહી. તે દીલથી બેદીલ ઉઠીને એકદમ અંદર જવા તઇયાર થયો, અને ત્યારે કુમીનું પોતાનું જીગર પણ એટલી હદ સુધી રંજ પામી ચુકયું હતું કે તેણીએ તેને વધારે રોકવાની કનવાર

ફરી નહી, અને તેઓ તરતજ એકમત થઇ વધતા ઓછા દર્દમંદ દીલે બંગલામાં પાછાં ફર્યાં.

તેઓ બંગલામાં પાછાં ફર્યાં, અને ગમખ્વાર ચુપકીદી વચ્ચે હાથમાં હાથ મેળવી બાહેરના મોટા ફરતા વરંડાપર થઇને હીરાજીના ઓરડા આગળથી પસાર થવા જતાં હતાં તેવામાં કુમીએ જોરથી પીલુનો હાથ ખેંચ્યો. તેણીએ હીરાજીના ઓરડામાંનો એક દેખાવ તેને દેખાડયો.

તેઓ બંને દેવાલની બાજુના ખુણામાં ખંચાઇને ઉભા રહયાં, અને કાચની બંધ કરેલી બારીમાંથી તે અંદરનો મામલો ત્યાં થોભીને જોવા લાગ્યાં.

ત્યાં એક મોટી આરામચેરમાં ધરડો હીરાજી લાંબો થઇને અલેતાએલો હતો. તેની બાજુમાં એક મોટાં ઉંચા સ્ટેન્ડપર રેશમી કપડાંની ફ્રીલથી શેડ કરેલો એક શોભાયમાન લેમ્પ પુર તેજમાં બળતો હતો, અને સુંદર તેહેમી પોતે હીરાજીનું એ વખતે મુરબ્બી તરીકે હેતથી માથું પસવારતી નજરે આવતી હતી.

સામટી રીતે તે એક મોટો એખલાસ પુકારનારો દેખાવ હતો, અને તે છતાં તે દેખાવ તેની રગેરગમાં જોઇયે તો બીલકુલ બીન તકસીરવાર અને નીર્દોષ હતો. એક હેતવંતી બેટી પોતાના બુઝોગવાર બાપનાં પાસાંમાં હેતથી દબાઇને બેસે, રીઝીને રીઝાવે, અને હસીને હસાવે તેવોજ તમામ નીષ્કલંક આચરણનો તે એક નીષ્કપટ શુધ્ધો અને સાચો દેખાવ હતો, પણ કુમીએ તે તેની મતલબને પેશ પડતી રીસમે પીલુને દેખાડયો, અને તાજુબ કે પીલુ તેટલી હદ

સુધી હેમક અને કાચા કાનનો થઇ શકયો કે તેણે પણ તે તેવોજ દોષપાત્ર માની લેવાની શરમભરેલી ભુલથાપ ખાધી!

"જોયું કે?" કુમીએ કાને લાગીને પીલુને કહયું,—અને પીલુએ તે જરા નજર નાંખી જોઇ લેતાં સાથે ગમખારીથી જવાબ કર્યો, "વોક-અલોંગ."

તેઓ છુટાં પડયાં. પીલુ અને કુમી પોતપોતાના ઓરડાઓમાં ગયાં, અને તે વખતે પીલુનાં મનની હાલત કેવળ દયાજનક હતી. તે આપણે આગળ વાંચી આવ્યાં તેમ ઓરતો પર મરવાવાળો નહીં હતો; ઓરતોની અગત અથવા હકુમતમાં તે ઝાઝું માનનારો તો નહીંજ હતો. સાધારણ વર્ગના મરદો પેઠે ઓરતોને જોતાં સાથે તેની ડગરી ચકાસતી હતી નહી, મગર તેહેમી એકજ છોકરી હતી ને થઇ કે જેને જોઇ ને જોઇ તે જાનોનીસાર વ્હાલથી ચાહતાં શીખ્યો હતો! એટલા માટે તેહેમીની આ દેખીતી બેવફાઇથી ઓરતો માટેના તેના વીશ્વાસને સૌથી મોટો આંચકો લાગ્યો, અને તે રાત્રે તે જાણે આખી દુનીયા સાથે દીલથી એકદમ બેદીલ થયો!

કલાકો તક પોતાના ઓરડામાં જવા પછી પણ બહારની રૂપેરી ચંદણીમાં ખ્યાલી આંખ્યોએ ટીકતો તે ખામોશ બાજુમાંની એક બારીએ ઉભો રહયો. આસપાસ સઘળું શાંત સ્થીર અને ચુપ હતું. આખી ખલક શાંતીમાં ઝુલતી નીંદ્રાવશ થયલી નજરે આવતી હતી. તે વીશાળ કમ્પાઉંડમાંના ઉંચા ઝાડો માથાં નમાવી ખામોશ ખડાં હતાં. છુટાછવાયા તારાઓ આકાશની ઉંચાઇમાં ચુપકી વચ્ચે ચકચક કર્યા કરતા હતા, અને એ બધો કુદરતનો રળીયામણો નકસ નીરખતો પીરોજ પોતાના

મામાને ઘર આવ્યો તે ને તેજ રાત્રે નાસબર અને ગમખાર એ રીતે કલાકો તક બારીએ એકલો ઉભો હતો!

વળી બીજા હાથપર કુમીની પણ તેવીજ અવદશા હતી. પીલુ આવ્યો ને આવ્યો વરંદાના કુંડાંઓને ઓથે દબાઇને ઉભેલી તેહેમી કેટલાં હર્ષીત જીગરે તેને સાંમી મળવા આવી હતી તે તેણે યાદ કર્યું, અને તેઓ વચ્ચેના એખલાસ અને ઘરાંપરાં પછીથી બાગમાંની તેમની મુલાકાતમાં જે પકડાઇ આવ્યાં હતાં તેની યાદ થતાં તેના અદેખા જીગરમાં નવેસરથી આગનાં સોહોલા ઉઠયા.

તે પીલુપર જાનથી સદકે ગઇ હતી. ન્હાવાજોગજ તે એક મીઠો મરદાંનો ચેહેરો હતો. તે જવાનની દરેક હીલચાલ, દરેક વર્તણુ, દરેક વાતચીતમાં કાંઇ એવું તો ખેંચાણકારક હતું કે જે કોઇનું બી ખુશીમાં માથું ફેરવી નાખવા બસ હતું, અને તેવા એકપર વ્હાલથી વીહીલી પડવા છતાં કુમી જેવી કાલી કવચ બીજીને આસાનીથી પોતાની જગ્યા ધારણ કરતી જોઇ અથવા ખમી શકે એ શું બનવાજોગ હતું? બચ્ચીત, પીલુને તેહેમીથી અલગ કરવાને વાસ્તે તેના બાપને લગતું બાહતું એક જોરાવર કારણ તરીકે તેને હાથ આવ્યું હતું એ એક હાથપર જેટલી ખુશીની વાત હતી તેટલીજ વળી તેનો હેમક બાપ હીરાજી નવેસરથી પરણવાનો ખ્યાલ કરી બેઠો હતો તેની માહીતી તેને માટે દુખભરી હતી!

"મુઇ મરતી બી નથી!" તે દાંત પીસીને પોતાના ઓરડાનાં એકાંતમાં એકલી એકલી મનસે પટપટી; "મારા પીલુને ખાતર તેમજ મારા પપાને ખાતર ઓ હું કેવું ન્હાઉંચ કે સવાર થાય તે આગમચ એ મુઇ દુકતી મરીજ જાય!"

હવે એ રાત પછીની બીજી સહવારથી સરજયન મેજર નરીમાને બનતાં સુધી તેહેમીથી અલગ ને અલગજ રહેવાની કોષેશ કરી, અને તેહેમીની અજાયબી અને ગભરાટનો શુમાર રહી શકયો નહીં! તે તેહમીનો કશો બી સરોપરો રાખ્યા વગર તેણીને ખરતી અને અલગ રાખીને કુમી સાથે વધતો ભેળાતો, અને તેહેમી સાથે સરીયામ ઉંચે મોઢેજ રહયો, જે તે માહા-ખુબનું દીલ જખમાવી નાખવાને બસ અને બસ કરતાં બી વધારે હતું. તે ઘોડેસ્વાર થઇને ફરવા હરવા જતો ત્યારે પણ કુમી ને કુમીજ તેની સાઇડે રહેતી હતી, અને તાજુબ કે બાગમાંથી મજકુર રાત્રે કુમીએ આવીને તેને પીલુથી અલગ કરીને બંગલામાં મોકલી દીધી ત્યાર પછીથી પીલુ અજબ જેવી હદ સુધી આ રીતે તેનાથી દુર થઇ ગયો હતો! તે એ ભેદનો બાએસ મુતલગ સમજી શકી નહીં.

તે છોકરી પણ તેથી ભારમાંજ રહી. તેણીએ જોયું કે કાંઇ બી ગંભીર ગેરસમજુત કે એક નહી સમજી શકાંય એવો બગાડ બરપા થઇ ચુકયો હતો, પણ તેહેમી કેટલી ટેક રાખ-વાવાળી છોકરી હતી તે આપણે યાદ કરશું, અને ત્યારે તેણીએ તે ભેદને પહોંચવાને એકબી કોશેશ કરી નહીં તે માટે આપણે અજબ થઇશું નહીં. તે પુરતી દુઃખી હતી. ઓ, કહેવાની જરૂર છે કે પીરોજ જેવા એક સૌથી લાયક—સૌથી ચાહવા જોગ, સૌથી માનીતા ને વહાલા જવાનનો વીશ્વાસ અને પ્યાર એમ જોતાં જોતાંમાં સદંતર ને સદા સુધીનો ખોહી બેસવા માટે તે શુધ્ધ આચાર વીચારની સુંદરી તમામ રગરગ અને નસેનસ દુઃખી હતી?

## પ્રકરણ ૧૮ મું.

—:o:—

જો કાલી કવચ જરાબી ડાહી હતે તો પોતાની સ્થીતીનો જોખમ ખ્યાલમાં લઇને પીલુથી અલગ થઇ જવાને ખરાં દીલની અને ખંતીલી કોષેશ કરતે; કે જેમ પીલુ પોતે એક ગેરસમજનાં પરીણામમાં તેહેમીના સંબંધમાં કરતો હતો, પણ તે અભાગણીને તેવું સારૂં કશું સુઝયું નહી, અને દીન પ્રતીદીન તે પીલુની મોહોબતમાં જાસ્તી અને જાસ્તી ફસતી ગઇ. તે જેમ એ પોતાની ફુઇના છોકરાને જાસ્તી જોતી તેમ તે મરદાનગીભર્યો સોહામણો મુખડો અને એક ખરેખરા સદગ્રહસ્થને શોભા આપે તેવા તેના દરેક સદગુણ વધતા ને વધતા વખાણતાં શીખતી, અને આખરે પરીણામ એ થયું કે કદમ દર કદમ આંધળા અવીચારથી તે હેમક છોકરી તે વાહલા જવાન માટેના એક ખરાં દીલની જાનફેશાનીના પ્યારની ખુવારીમાં ઉંધે મસ્તક ગબડતી ચાલી!

તે પોતાના પરણ્યા ખાવિંદ કેકુ પસતાકયાની તો હસ્તીજ જાણે ભુલી ગઇ! તેઓ છેલ્લાં પુનાની મીસ ફ્રેઝરવાળી સ્કુલમાં મળીને છુટાં થયાં તે વાતને એક જમાનો વહી ગયો હતો, અને તેથી તે માનવાને હીમ્મત કરી શકતી હતી કે તે હવે મરીજ ગયલો હોવો જોઇયે. જો તે જીવતો હતે તો તેણીના પૈસાના હાલના વૈભવ વચ્ચે તે પોતાના પરણ્યા હકની દાવાદારી રજુ કરતો આવ્યા વગર રહેતેજ નહી—અને, ટુંકમાં, એ ભુલાવો ખવાડનારાં ને શરીયામ ભુલભરેલાં અનુમાનોમાં હીમ્મત પકડી ભાન-ભુલી અને અર્ધ ઘેલી કુમી, દેખીતી

આંખના અંધાપા વચ્ચે, ખુવારીના ખરાબા સાથે અથડી મરવા આગળ અને આગળ ધસડાતી જતી હતી!

એ દરમ્યાન ગરીબ દુખી તેહેમીની દશા પણ કેવળ દયાજનકજ હતી. ફાટફાટ થતી છાતીએ તે બે વચ્ચેના એવી ફીસમના મામલાનું માંજનું તે છોકરી છુપી તપાસ્તી રહી હતી. તેને કશું સમજજ નહી પડતું હતું. તે વહાલો જવાન કે જે તે આવ્યો તે સાંજે અને રાત્રે તેના તરફ આટલો મેહેરબાન, આટલો દયાવંતો ને દીલસોઝ હતો તે વચમાંની એક રાત્રી તલકમાં એવું તે શું થઇ ગયું જે વળતી સવારથી તેણીની સામો ઉલટાઇજ ગયો? તેણીએ યાદ કર્યું કે તેને કુમીની સાથે બાગમાં એકલો છોડીને તે રાત્રે તે હીરાજી આગળ અંદર ગઇ હતી, અને અને તે દરમ્યાનમાં કુમીએ અદેખી પડી ને તેને કાંઇ ઉંધું ચતું સમજાવ્યું હતું? કાંઇ ચપટા આપ્યાં હતાં? કાંઇ તેણીની વીરૂદ્ધ જાય એવો ગલીચ દુર્વાદ કહયો હતો? ઓ, એ એવું તે શું થઇ ગયું કે જેણે જોતાં જોતાંમાં તે એક ખરા દીલ-સોઝ દોસ્તને તેણીના તરફ એટલો બેદીલ અને ઠંડો બનાવી મેલ્યો?

તે બીચારી એકલી એકલી પોતાના ઓરડાનાં એકાંતમાં ઝુરપંઝર પડેલી રડયા કરતી, અને રડમસ ચેહેરે જયાં ત્યાં છુપાઇને તે મામા ફુઇનાઓ વચ્ચેનો એખલાસ ગમખાર જોયા કરતી. તેને તે ઉનાળાની મોસમના ગરમ દહાડા ઘણા લાંબા અને કંટાળાભરેલા લાગતા, અને અધુરાંમાં પુરૂં-ઘરડો હીરાજી નજલાથી બીમાર થઇ ગયો હતો! તે તેથી બીછાનામાં કેદ થઇ રહેવાની ફરજ પડેલી હોવાના કારણમાં વધારે નાસબર,

નારાજ અને ચીરડાઉ થઇ ગયો હતો, અને તેણીની પાસે વધારે કામ લેવાની હુંફમાં એકદમ તણાઇ જતો જણાતો હતો !

ગરીબ તેહેમીને તે જરા થઇને ગમતું નહી. તેણીનું એ જાતના કોઇ બી કામકાજપર હમણા ધ્યાનજ નહી હતું એમ કહીએ તો ચાલે. તે પોતેજ પોતા સાથે અને સર્વ સાથે ચીથરાં ફાડતાં સ્વભાવની બની ગઇ હતી, અને તોપણ ભારી દીલે તેણીને ફરમાવવામાં આવતું કામ તે ગરીબ બાપડી ગમે એવી કરાજી છતાં શાંત તાબેદારીથી અને મુંગે મોઢે સાચવી લેતી. ખરેખર તો તે પાછળથી કુમી કરતાં ઘરડા હીરાજીની કમ્પેન્યન વધારે હતી, કેમ જે તે અગરગચ્ચો ડોસો તેણીની કને સેકરેટરીનુંજ સઘળું કામ લેતો અને તેણીની પાસે લખાવા તેને અતી ઘણું ગમતું દેખાતું.

પેલા હાથપર પીલુ પોતે ઓછો દર્દમંદ નહી હતો. તે વીદવાન માણસ હતો, અને તેથી કુમીની નબળાઇઓ અને અવગુણો એક તડાકે વાંચી શકયો હતો. એમ છતાં તેહેમીપર આવેલા અભાવના પરીણામમાં તે કુમીનીજ સંગત હવે જયાદા સાંધતો, અને ગોયા નહી મામાના કાણા મામા બનાવતો !

"બાવાજી દલ્લો લઇને આયા તેની આગમજ અમે એવા સુફ્લેસ હતાં ! કુમી હસીને પોતાના કઝીનને કેહેતી હતી, "હું હોર્સ રાઇડીંગ તો છેક અમારો દાહારો ફર્યાં, પછીજ શીખી ! તે વખતે ઘોરાપર બેસવાનું તો બરી ગયું, પણ એક ગધેરાં જેવા ઘોડાના ભાડુતી ખટારાનાબી મને વાખા ઉતા !

"ત્યારે તો એ તમારી ખેવરી તારીફની વાત છે, ફેર કઝીન," પીલુ તેને ચહડાવી આપતો, અને, અલબત, તે આ ખરાં દીલનુંજ બોલતો હતો. "હું તમુને તમારાં સૅડલમાં એટલી ગ્રેસથી ગોઠવાયલાં જોઉંચ, કુમી,—અને વરી બાજે વખત તમે તમારો ઘોડો એટલાં બધાં જોરથી ડપટાવોચ કે જ્યારે એક હાથપર એ તમારી ચાલાકીને વાસ્તે મારાં મનમાં વખાણ પેદા થાયચ, ત્યારે વરી બીજા હાથપર તમારી સલામતી બાબે મને ઘણી વખત બીક લાગ્યા વગરબી રહેતી નથી."

"હા, હા, પીલુજી, મશકેરી કરો, મશકેરી કરો!" કુમી હસીને જવાબ કરતી; "તમે મશકેરી નહી કરશો તો તમારા છોકરાં થોરાં હમારી મશકેરી કરવા આવવાનાં છે જે તેની વાત?"—અને, એમ છતાં, કહયા વના ચાલશે કે પીલુએ તેની ઘોડાપર બેસવાની ગ્રેસ અને હાંકવાની ઝડપની વખાણ કરી તે એ છોકરીને મનથી ઘણુંજ ગમ્યું, અને તેના ગુલાબી રોખસારોપર રતાસ વધારે મોટાં પ્રમાણમાં ધસી આવ્યો.

તેઓ રોજ સવાર સાંજ ઘોડેસ્વાર થઇને ફરવા જતાં. હીરાજીએ પોતાના ઘોડા મુંબઇથી ખાસ અત્રે મંગાવી લીધા હતા અને તે બધા જોવાનાં તેજમાં તેમજ દોડવાની તેજીમાં એકથી એક સરસ હતા.

પણ કુમીની "વાયોલેટ" ઘોડીને વાસ્તે પીલુને ઘણું સારૂં મત નહીં હતું. તે ઘોડી એ કાલી કવચના જેવીજ કોઇ માથાંની ફેરાવન ને મસતાન હતી. પીલુએ, તેથી, કુમીને તેની ઉપર સ્વારી નહીં કરવા ઘણીવાર સમજાવી હતી, અને બીજો એક પ્રીમરોઝ નામનો ગરીબ એરબ ઘોડો જે તેઓના

તબેલામાં હતો તેની ભલામણ કરી હતી; પણ મસ્તક ગયલી ફુમી માનતીજ કોણનું હતી જે વળી તેનું માને?

"એવાં ગરીબ ધુવર સાથે મારી ધીરજ નીભી શકેજ નહીં, પીલુ," તે હસીને કેહેતી; "મને તો જુસ્સો ને ઠસ્સો ગમે પછી તે માણસ હોય કે જનાવર!" હું તો તેથી મારી વાયોલેટને બા પરતી નહી મેલવાની. તમે જોતા નહી, વહાલા કોઝ, કે એ ગમે એવી મસ્તીમાં આવેલી હોયચ ત્યારેબી એક તરાકામાં હું તેને પાછી તાબે ને જેર કરી શકુંચ?"

પીલું આખર કરે પણ માનવી હતો અને બેશક ફુમીની નબળાઇઓ માટેના તેના સઘળા અણગમા છતાં તેણીની એ તેજી ને હુશીયારી તેને ઘણી ગમતી હતી. તે એક ખુબસુરત ચાતુરી હતી એમ તે પોતાનાજ મન સાથ નક્કી કર્યા વના રહી શકયો નહી.

એમ ઘણા દહાડા સુધી ચાલ્યા કીધું. સવાર સાંજ તે મામા ફુઇનાઓ ઘોડેસ્વાર થઇને હમેશ ફરવા જતાં, અને પીલુની આટલી ફકરો છતાં વાયોલેટે કોઇબી દહાડો દલગીર થવા કે ખરેખર બીહવા જેવી મસ્તી બતાવી હતી નહી, અને ફુમી હમેશ તેની પાસ કબુલ કરાવાના પછાડા મારતી કે તેણે "ગરીબ ગાય જેવી વાયોલેટ"નું લાઇબલ માત્ર કર્યું હતું!

એક સવારે બધાં ડરાઇંગ રૂમમાં બેઠેલાં હતાં, તેહેમી બી કાંઇ વાંચતી હાજર હતી, તે ડોસાજી પોતે મુંબઇનું ટાઇમ્સ જોઇ જતા હતા, તેટલાં તેઓએ તાજુબીનો એક હોકારો કર્યો.

"શું છે, પપા?" ફુમીએ પીલુ સાથની વાતચીતમાં અચકી જઇને અજાયબીમાં માથું ઉંચુ કરી પુછ્યું.

"પુનાની કંઇ ઘણી ખરાબ ન્યુઝ છે, કુમી," તે બાપે કહ્યું.

"ખરાબ ન્યુઝ? હેવન્સ–તે વરી શું છે?"–અને કુમી કાંઇક ફીકરથી હીરાજી જયાં પેપર વાંચતો બેઠેલો હતો ત્યાં ધસી આવી.

"પેલી તારી પુનાની બોરડીંગ સ્કુલની વડી માસ્તર મીસ ફ્રેઝર બીચારી ગુજરી ગઇ દેખું!" હીરાજીએ સમજાવ્યું.

"ઓ તમે બી, પપા! ગુજરી ગેઇ તો બલા ગેઇ–તેમ એટલું બધું તે શું થઇ ગયું?" કુમીએ મોટા તુચ્છકારથી હસી પડીને કહ્યું; હું કેવી બીધી! હું જાણું જે કંઇ શુ એક થઇ ગયું હોશે! શાથી ગુજરી ગેઇ જે?"

"લખેછ જે બેઠી બેઠી અચબુચ મરી ગેઇ! બીચારીનુ હાર્ટ ફેલ થઇ ગયું," તે બાપે તે બેવકુફ બેટીના બેકદર તુચ્છકારપર ધ્યાન આપ્યા વગર કહ્યું.

"હવે ત્યારે સ્કુલનું શું થવાનું હોશે?" કુમીએ બેદરકારીથી પુછ્યું.

"સ્કુલ તો બંધ થવાની છે, અને મ્યુનીસીપાલીટીને એ જગ્યા જોઇયેછ તેથી એ મકાન બી તરતજ તોડી પાડવાનુ છે," હીરાજીએ આગળ વાંચેલું કહ્યું.

"બલા સર," હેમક કુમી પાછું પટપટી.

"સરજત બી એક ચીજ છેની!" હીરાજીએ સહેજ હસીને જારી રાખ્યું, "આદમીનો નાશ થાયછ તો થાયછ પણ તેની સાથે જગાનો નાશ બી કેવો એક ઝપાટે દોરી આવેછ!'

પણ કુમીએ તે લાઇટમાં એ નાશ વીનાશની વાત લીધીજ નહીં, તેને તો ઘીકેલાં થયાં! તેને તો સામી વધતી

વીજળીના ચમકારાઓ બી ચપોચપ થવા માંડયા, અને આવતા વરસાદ અને તોફાનની એક પ્રગટ ગવાહી જોતાં જોતામાં તે તરફ પ્રગટી નીકળી!

——:o:——

## પ્રકરણ ૨૦ મું.

——:o:——

તે દહાડે સાંજે તે મામા ફુઇનાંઓ ઘોડેસ્વાર થઇને છેક પેનોરામાં પોઇન્ટપર ફરવા જનાર હતાં, અને તે ઘરડો હીરાજી જાણતો હતો. એટલા માટે તોફાન ચહડી આવેલું જોઇને તે ડોસો ફકરમંદ બારી આગળ ગયો, અને બહાર ડાકાવીને કહયું, "છોકરાંઓ, આજે ફરવા ના જતા હો! રાત સુધીમાં તો સખત વરસાદ સાથનું તોફાન થવુંજ જોઇયે એમ હું વાદળના દેખાવપરથી કહી શકુંચ."

"શું જો પપા–તમે તો બધા દહારાના એવા હીચકારા રેહી ગીયા!" કાલી કવચ છછણી પડી; "તોફાન થઇને સુવું એટલું બધું તે શું એક થઇ જવાનું છે? હું મારો સારીપર પેહેરવાનો ઓવરકોટ લેતી જવશ,"–અને તેણીએ પછીથી તરત પીલુ તરફ ફરીને વધાર્યું, "કાંય, પીલુ, બોલોની? તમુને બીક લાગેચે કે?"

"નહીં, હું મારા પોતાને વાસ્તે તો બીહીતો નથી," પીરોજે હસીને કહયું; "મેં તો એના બીયાં તોફાન જોયલાં છે–મારો ધંધોજ એવી કીસમનો છે કે ગમે એવાં તોફાનમાં બી બાજે વખત મને મારી રીજમીટ સાથે મુસાફરીઓ કરવી પરેચ."

ધીરજ મળી. જો કેકુ કદીને જીવતો પાછો ફરે તો કુમીની ભાળ કાઢવા તે સીધો પાધરો તે સ્કુલમાંજ જાય અને ત્યાંથીજ તેણીનો વધતો ઓછો પત્તો મેળવી શકતે એ સંભવ દેખીતો હતો, પણ હવે ના તો મીસ ફ્રેઝરની હયાતી રહી હતી કે ના તો તે સ્કુલનું થોબલું હસ્તીમાં રહેનાર હતું! એ મુજબ જાણે કેકુ સાથે કાલી કચચને જોડનારૂં જે એક પુરૂં અને છેલ્લામાં છેલ્લું સાધન મોજુદ હતું તે બી દયાળું ખુદાની કરમ બક્ષેસથી કુમી પોતે ચાહે અને દુવા કરી શકે તેમ આખું ને આખું નીસ્તીમાં ગરક ગયું હતું, અને વ્હાલા પીલુને લગતા હાલના સંજોગમાં તે શું તેને ઓછી ધીરજ આપનારી વાત હતી.

તેનો ચેહેરો એ ખ્યાલથી ધીરજ પામતાં ખુશીમાં ખીલી ગયો અને સંતોશ તેની આંખમાં નાચી રહયો. તેણીએ મોટા છુટકારાનો એક દમ ખેંચ્યો—જાણે તેની છાતીપરથી ભસ મોટા એક પહાડનો બોજોજ ઉંચકાઇ ગયો હોય!

"હવે તે "મુવાને" લગતી તે બધી ગઇ ગુજરી બી ડુબી ગઇ જહાનમમાં!" તે ધીમે સાદે મનથી પટપટી; "એવુંજ તો હું કંઇ રોજ ચાહતીતી! એવુંજ તો હું કંઇ રોજ માંગતીતી!"

તે ઉનાળાનો એક દીવસ હતો, પણ જે દહાડે મીસ ફ્રેઝરનાં મોતના સમાચાર માથેરાન પહોંચ્યા તે દહાડો માથેરાનમાં અજબ જેવો સરદ અને તોફાની હતો, તોફાન આસ્તે આસ્તે વધ્યું હતું. બપોર પછી વાદળ એકદમ ઘમઘોર ઘેરાઇ આવ્યું, અને સાંજ થતાં તો ગાજવા ને ગરજવા બી લાગ્યું.

વીજળીના ચમકારાઓ બી ચપોચપ થવા માંડયા, અને આવતા વરસાદ અને તોફાનની એક પ્રગટ ગવાહી જોતાં જોતામાં તે તરફ પ્રગટી નીકળી !

——:o:——

## પ્રકરણ ૨૦ મું.

——:o:——

તે દહાડે સાંજે તે મામા ફુઇનાંઓ ઘોડેસ્વાર થઇને છેક પેનોરામાં પોઇન્ટપર ફરવા જનાર હતાં, અને તે ઘરડો હીરાજી જાણતો હતો. એટલા માટે તોફાન ચહડી આવેલું જોઇને તે ડોસો ફકરમંદ બારી આગળ ગયો, અને બહાર ડોકાવીને કહયું, "છોકરાંઓ, આજે ફરવા ના જતા હો ! રાત સુધીમાં તો સખત વરસાદ સાથનું તોફાન થવુંજ જોઇયે એમ હું વાદળના દેખાવપરથી કહી શકુંચ."

"શું જો પપા–તમે તો બધા દહારાના એવા હીચકારા રેહી ગીયા !" કાલી કવચ છછણી પડી; "તોફાન થઇને મુવું એટલું બધું તે શું એક થઇ જવાનું છે? હું મારો સારીપર પેહેરવાનો ઓવકરકોટ લેતી જવશ,"– અને તેણીએ પછીથી તરત પીલુ તરફ ફરીને વધાર્યું, "કાંય, પીલુ, બોલોની? તમુને બીક લાગેચ કે?"

"નહીં, હું મારા પોતાને વાસ્તે તો બીહીતો નથી," પીરોજે હસીને કહયું; "મેં તો એના મીયાં તોફાન જોયલાં છે–મારો ધંધોજ એવી કીસમનો છે કે ગમે એવાં તોફાનમાં બી બાજે વખત મને મારી રીજમીટ સાથે મુસાફરીઓ કરવી પરેચ."

"ને તારે હવે આજે શું છે?"

"આજે તો એમ છે, ડીયર, કે તું મારી સાથે આવવાની છે," પીલુએ સમજાવ્યું, "ને મારે તારી સલામતી માટે બેપરવા નહીંજ થવું જોઇયે. હું ધારૂંચ કે અંકલ કહેચ તે તદ્દન ખરૂં છે. આજે પેનોરામાં જવાનો વીચાર આપુને મોકુફ કરવો જોઇયે."

"જાઓ, જાઓ, તમેબી ત્યારે કોઇ જબરા મરદાંને મરદ છેઓ!" કુમી હસી પડી; "મુવું આજેજ તો ફરવાની ખરી મજાહ છે! આજે પેનોરામા પરથી "વ્યુ" ઘણોજ સ્પલેનડીડ લાગતો હોશે."

"શું પપા, કહેવોની પીલુને કે મને આજે ફરવા લેઇ જાય? એ તો તમુને રાજી રાખવા એમ બોલતો હોશે"—અને હોઠ ચઢાવીને તે હઠીલી છોકરીએ પાછી પોતાના બાપને એ મુજબ અપીલ કરી.

તે બાપ મનાયો. તે બનતાં સુધી પીલુના દેખતાં તેની દીકરીની હઠીલાઇનું એકઝીબીશન થયલું જોવાને ખુશી ન હતો. તે તેણીનો સ્વભાવ જાણી ગયો હતો, જો એકવાર તે પોરી કોઇ વાતની હઠ લઇ બેસે તો મરતાં તે હઠ મેલે નહીં તેમાંની એ કાલી કવચ હતી એમ તે ડોસાને ખાત્રી હતી. તે હુલ્લડ, તુમાખી અને તામસી હતી, અને ખરેખરી છેડાય તો સગા બાપની પણ ન થાય તેમાંની કમઅકકલ હતી. એટલા વાસ્તે આ વખતે તેવો કોઇ ન બોજો "સીન" નહીં થવા દેવાની મતલબથી તે ઘરડા બાપે નાખતીથી કહયું, "લેઇ જા—લેઇ જા, પીલુ, એને એટલું બધું ગમેચ ત્યારે તો—પણ જો કંઇ કારૂંરારૂં થાય તો ઘણાં લાંબે ના જતાં ને વહેલાં

કે બંગલે પાછાં ફરજો." અને કહેવાની જરૂર છે કે એ રજા મળતાં કુમીનો ઉલટમંદ જીવ ખુશ ખુશ અને બાગ બાગ થઇ ગયો!

"અને તું, વ્હાલી તેહેમી, તું તો મારી પાસેજ મારી ખીદમતમાં રહેશે કેની?" ધરડા હીરાજીએ હવે તેહેમી તરફ ફરીને પુછ્યું.

"જેવી તમારી મરજી જી" તેહેમીએ ધીમે સાદે ફીકકું હસીને કહયું, પણ પીલુએ એ સાંભળતાં ચમકીને તેના તરફ જોયું. ને ત્યારે તે બંનેની નજરોનજર એકઠી થઇ કે તરતજ તેહેમીએ પોતાની નજર પાછી નીચી નમાવી દીધી, કે જ્યારે તેના તાજા ગુલાબ જેવા રોખસારોપર રતાસ દોડી આવ્યો,

"એ મારી ગમ જોવાની હીંમત કરી શકતી નથી," પીલુએ ઘણા કડવાસથી મન સાથ વીચાર્યું. "બચ્ચીત-બચ્ચીત એનાં મનમાં પાપ છે." અને પછી દુખનો મારેલો, મનથી ખીજવાયલો, ગરીબ તેહેમીનું વધારે પકવવાજ માંગતો હોય તે ઢપે તેણે કુમી તરફ ફરીને મોટે સાદે વધાર્યું, "ત્યારે આપરૂં ફરવાનું તો નકકીજ થયું કે, કાઝ?"

"હા," કુમીએ ખુશ મીજાજે જવાબ ફર્યો, અને તે તેની આંખોમાં જોઇને પાછું મીઠાસથી હસી—એવું કે જે જોતાં તેહેમીનાં કલેજાંમાં સખત દુખારો થઇ આવ્યા વના રહયો નહી!

સાંજ સુધીમાં તે તુફાન કાંઇ નરમ પડયું નહી, પણ વળી એશક અત્યાર તકમાં જે બીધરાવનારો દેખાવ થઇ રહયો હતો તેમાં કાંઇ જાસ્તી વધારો પણ થયો નહી. એટલુંજ કે કોઇ બી વીદ્વાન વાયુચક્રશાસ્ત્રીના અનુભવી મતની મદદ વગર

એક બચ્ચુંબી કહી શકે કે તે આખી રાત તુફાની અને કદાપી વરસાદથી ભરેલી પણ ગુજરવાની હતી.

સાંજે કુમી ખુશાલ તઇયાર થઇને આવી. તેણીએ વરસાદથી બચવા પોતાની સાડી ઉપર એક ફુંફાળો બેઆસ્તીન ઓવરકોટ પેહેરી લીધો હતો, કે જેમાં તે સીધા સરોવરનાં ઝાડ જેવી ઉંચી અને સીધી સુંદરી કાંઇ એવી તો શોભી રહી હતી કે પીલુ બની શકે તો તે માહણુબને જોતાં જોસ્તી બેતાબ બન્યો !

કુમી ઓટલાની સીડી આગળ વાયોલેટ મંગાવીને એક કુદકે તેનીપર ચઢી ગઇ. કે જ્યારે પીલુ એક હાથે ઘોડાની રેન પકડીને પાવડા ઉપર એક પગ ચહડાવેલો હોવા છતાં હજી આકાશ ભણી ફ્કરમંદ જોતો હતો.

તુંને ગમેચ, કુમી, આજના આએ જોખમમા જવા? તેણે શંકાશીલ પુછ્યું; "મને લાગેચ કે ઘણો ગંભીર જોખમ છે. કાલેજ જઇયે તો કેમ?"

"તમારે રહેવું હોય તો રહી જાઓ, પીલ," કુમીએ ઘોડો ફેરવતાં કાંઇક તીખાસથી હોઠ ચડાવીને કહયું, "તમે નહિ આવશો તો હું તો એખલી બી પણ જવાનીજ. હું તો એક વખત જે ચીજનો ઠરાવ કરૂં તે પારજ ઉતારૂં. મને એવું ઢીલી–ઢેલી ગમેજ નહીં." અને તેણીએ પીલુના જવાબને વાસ્તે થોભ્યા વગર ઘોડો કમ્પાઉંડમાંથી બહાર ઉતારવા માંડયો.

પીલુને કુમીનું એ રુસતું અને તીખાસ જરા થઇને ગમ્યાં નહિ. તે એકાદ પળ ગુસ્સાથી લાલ થયલો જણાયો, પણ પછી બીજીજ પળે મોકલાસથી મનમાંથી તે કડવાસ કાડી નાખતાં તે પણ ઘોડેસ્વાર થયો ને તરત કુમીનીં પછવાડે દોડયો.

તેઓ બંને હવે એક લાઇનમાં સાથે સાથે ઘોડા ચલાવવા લાગ્યાં.

"તેં મને હીચકારો માની લીધો, કુમી ?" તેણે હસીને પુછ્યું; "હું મારે વાસ્તે જરાબી બીહતો નથી. હું તો તારે વાસ્તે એટલો ઍંકસ્યસ થાઉંચ."

"ઠેંકયુ, પીલ," કુમીએ જવાબ કર્યો; "પણ એટલું બધું બીહવા જેવું કંઇ છેજ નહી. ઘણું થશે તો આપરે પાછાં આવશું."—અને વાતપરથી વાત આગળ વધતાં જીંદગીમાં પહેલીજવાર તે બંને કઝીનોને એકમેકપરનાં હેતનો તે વખત ને ત્યાંજ અભ્યાસ થયો, જ્યારે કુમીએ ઓસકાતાં દીલે તેને માટે તે શું ધારતો હતો તે તેને પુછ્યું, અને કુમીની ઘણી અજાયબી અને ખુશાલી વચ્ચે પીલુએ વધતા ઓછા તેણીને માટેના પ્યારનો એકરાર કીધો! આથી કુમી એટલી બધી ઓસકાઇ અને હરખાઇ કે આગળ શું બોલવું અને કેમ વરતવું તે નહીં સમજ પડવાને લીધે ઘણી મોહબતમય કીસમે પીલુના બરડાપર પોતાના હાથ માંહેના ચાબુકનો સરરર કરતો એક ફટકો લગાવીને તેણીએ પોતાની વાયોલેટને એડ મારી, અને પછી મોટે સાદે હસ્તી હસ્તી એક વંટોળીયાની પેઠે તે એકદમ આગળ વધી ગઇ. પીલુએ બી, તેથી, પોતાના ઘોડાને ત્રોટમાંથી તરત એકદમ ગેલપમાં ઉતાર્યો, અને પવનવેગે આગળ વધતી કુમીની પછવાડે તેણે પણ પછીથી પોતાનાં અસીલ જાનવરને ડપટાવ્યું.

એ બધો વખત, અલબત, તુફાન જારીજ હતું. વીજ-

ળીના ચમકારા અવારનવાર થયાજ કરતા હતા, અને ગગડાટ પણ થોડે થોડે અંતરે થતો રહયો હતો.

તેઓ પેનોરામાની લગભગ પ્હોચ્યાં હતાં, પણ કુમી જાણે હઠની ખુશાલીમાં આવી હોય તેમ પોતાની ફુઇના છોકરાને લગોલગ આવવા દેતીજ ન હતી. તે જેવી જોતી કે પીલુ લગભગ આવી પ્હોંચ્યો કે તરતજ વાયોલેટને ભડકાવીને તે ચારે પગે પાછી છોડી મુકતી. તેણીનાં માનમાં કહેવું ને કબુલ કરવું ઘટે કે તે ઘોડેસ્વારી ઘણી અચ્છી રીસમે શીખી ગઇ હતી, અને એક અથંગ બેસનારી પુરવાર થઇ ચુકી હતી.

પણ કહેવતમાં કહેલું છે કે લખનાર ચુકે અને તરનાર ડુબે! એતેફાક એવો થયો કે તેણીની ગરમ થયલી વાયોલેટ ઉશ્કેરાયલી એ મુજબ તેને લઇને નાહાસતી હતી તેવામાં એક ભયભીત વીજળીનો ચમકારો થયો—એવો કે તે આકાશ ફાડીને ઉતરેલી વીજળી સનનન કરતી જાણે તેઓના ઘોડા આગળ થઇને જમીનમાં ગરક ગઇ, અને અધુરામાં પુરૂં—એક ભયંકર ગગડાટનો કડાકો કાનના બેહેરે બેહેર ફાડી નાખે એવા ધમધમાટ સાથનો તરતજ પુઠે દોડી આવ્યો, જે ઉપરાસાપરી વીજળી ને ગગડાટના ઘસારાએ પીલુ જેવા અથંગ ઘોડેસ્વારને પણ તેના જીનમાં એકાદ પળ ચકરી ખવાડી દીધી!

પણ તેટલુંજ થતે તો બરજહાંનમ, પણ થયું તો એમ કે પીલુ એ ક્ષણીત ભમરીમાંથી મુકત થયો ત્યારે તેણે જે જોયું તેથી તેની છીફ્ડીજ ફાટી ગઇ! તેજ વખતે અભાગણી કુમીની એક ભયંકર ચીસ તેને કાને આવી. "ઓ પીલુ, પીલુ, આવો ને મને બચાવો!" તે ચીસ પાડીને બોલતી હતી,

અને તે તરફ નાં એકાંતની હવા ગુસ્સાના ધુધવાટા સાથે જાણે કુમીની ચીસનો પ્રતી ઉત્તર માત્ર કરતી હતી !

પણ ત્યારે કુમીનો પોતાનો ફેજ શું હતો ?

અફસોસ—તે હેમક અને હઠીલી છોકરીની બચવાની જાણે આશાજ ન હતી ! ! ગરમ થયલી વાયોલેટ તે ભયંકર ગગડાટ અને વીજળીના ચમકારાથી એકદમ ફાળ ખાઇને ચમકી હતી, અને પોતાની પીઠપરના તે નરમ ફુલ જેવા બોજ સમેત હડખાયલી જેવી, ચારે પગે તે આગળ અને આગળ રસ્તો માપતી હતી !

પીલુએ જોયું કે તે બીલકુલ કુમીના હાથમાં કે બસમાં ન હતી, અને અભાગણી કુમી ગભરાયલી અને હીંમત હારેલી લગામ પડતી મુકીને તે પવન વેગે જતાં જાનવરની ગરદન પર તુટી પડી હતી ! તેણીએ બંને હાથે તે જાનવરને ટોટા-માંથી મજબુત પકડયું હતું, અને પીલુની પનાહ અને મદદની આરજુને લગતી ચાલુ ચીસે ચીસ પાડતી હતી.

ઓ તે દીલ ધ્રુજાવનારી જીવ સટોસટ પળો !

પીલુએ ઘોડો મારી મુકયો હતો. તેનું નુર ઉડી ગયું હતું, અને તે છેક પોતાના હોઠ સુધી ફીકો મારી ગયો હતો. તેનો એકજ અરમાન–તેની ધ્રુજતાં દીલની એકજ આરજુ કુમીની મદદે પહોંચી જઇને તેને બચાવવાની હતી, પણ અફસોસ કે તે બીલકુલ માહાલ નજર આવતું હતું. વાયોલેટનાં આંગમાં તો જાણે વીજળીજ ઉતરી ગઇ હતી, અને તે વીજ-ળીનાજ વેગે કુમી સમેત નાહસ્તી હતી. વધારે દુઃખકારક ને બીધરાવનારૂં તો એ હતું કે તેઓ પોઇન્ટપર જવાનાં તે

રસ્તાપર પહોંચ્યાં હતાં કે જ્યાં રસ્તો ઘણોજ સાંકડો છે, ડાબા હાથપર ઉંડી મોટી વીશાળ ખાહીઓ છે, અને જમણા હાથપર ઉંચા પહાડો અરડાઇ પડેલા છે.

બચાવની તો જાણે બારીજ નહતી, એક આંધળાં ઝનુનની દીવાન્યત વચ્ચે વાયોલેટ જો એકજ વાંકો ઉછાળો મારે તો તે ઘોડી અને તેની સુંદર સ્વાર બંને યાહોમ તે ભયભીત ઉંડી ખાહીમાં ગબડી મરવાનો પુરેપુરો અને નક્કી સંભવ હતો!

"કુમી, પાવરામાંથી પગ કહાડી નાખ!" યાહોમ ઘોડો ડપટાવતાં પીલુ મોટે સાદે પુઠેથી પુકારતો હતો-પણ કુમી ક્યાં ને વાત શી? કુમી તેનું સાંભળે એમ હતુંજ ક્યાં? વાયોલેટ તેને સાંભળવા દે એ બનેજ કેમ?

પીલુનો ઘોડો પાણી પાણી બલ્કે તેની પીઠ ઉપર પડેલા ચાબુકના મારથી નજદીક લોહીલુહાણ થઇ ગયો હતો, પણ તોબી વાયોલેટમાં તો દેવસ્થાનજ વસ્યું હતું, એટલે તેનાં જોમ અને ઝડપને કોઇ નહીં પુગી શકે એમ થઇ પડયું. એજ વખતે એ બધી હાડમારીઓ, હજી જાણે કમતી હોય તેમ એકદમ અને ધોધમાર વરસાદ પડવો જારી થયો, અને કુમીનો નાશ વધારે નક્કી નજરે આવ્યો! તે પીલુના ઘોડાથી નજદીક બસોવાર આગળ નીકળી ગઇ હતી, અને આહા-તેવામાં વાયોલેટે એક મોટી ઠોકર ખાધી કે કુમી તેની ગરદનપરથી ઉઠલાઇને ચત્તીપાટ જમીનપર જોસથી પછડાઇ પડી!!

મેહેર ખુદાની કે તે એમ પડી, કેમકે બીજીજ પળે એ અકસમાતથી જાસ્તી-બીધેલી વાયોલેટે એક ભયંકર ખંખાર

સાથે પાછો મોટો ઉછાળો માર્યો, અને-અને તે યાહોમ ડાબા હાથપરની ઉંડી ખીણમાં એકદમ ગરક ગઇ!!

અને કુમી? તેની સોડ નીકળી ગઇ હતી-તેના માથાંના બાલ વીખરાઇ પડેલા હતા-તે ઉંચેથી ગોલ્લાંટ ખાઇને જમીન-પર પડતાં જોસથી પથરા ઉપર પછડાઇ ગઇ હતી, અને અરે અફ્સોસ, શું તે હઠીલી અભાગણી કુમી-આપણી આ નનકડી વારતાની નાયક કાલી કવચ-એવી ભરજવાનીમાં અને એટલી હોંસ ઉમેદો વચ્ચે મરણ પામી ચુકી હતી?

---

## પ્રકરણ ૨૧ સું.

---

પીલુ તે પછી બીજી થોડીજ મીનીટોમાં જે દુ:ખદાયક બનાવ બન્યો હતો ત્યાં આવી લાગ્યો. તેણે તે પહાડને લગતી વલાણોને નાકેથીજ જે બન્યું હતું તે સઘળું જોઇ લીધું હતું, અને તેનો દમ ફીકરથી આખર થઇ ગયો હતો. કુમી ઘોડી-પરથી ઉછલાઇ પડી ને જમના હાથપરના પહાડો સાથે અફ્-લાઇ ગઇ, અને ઘોડી વાયોલેટ એક ભયાનક ચીસ સાથે ડાબી બાજુની ખાડીમાં ગરક ગઇ તે બધું તેણે છેટેથી જોયું હતું, અને તે દલેર જવાન તે જોતાં તેનાં આખાં તન બદનમાં ધ્રુજ્યો હતો!

તેણે તે જગ્યાપર આવી લાગતાં એક કુદકે પોતાના ઘોડાપરથી નંખાવી દીધું, અને સરબસર મરણ પામી ચુકી હોય એમ ત્યાં જમીનપર લાંબી છર થઇ પડેલી કમનસીબ કુમી આગળ ગુઠણ મરડયે પડીને તે તેનાપર દુ:ખકારક કાલજી

ને હેતથી વાંકો વળ્યો. તેણે ધડકની છાતીએ તેની નાડ પોતાના હાથમાં લીધી, અને હાર્ટ પણ તપાસ્યું.

તે કાંઇક તેમ કરતાં શાન્ત થયલો દેખાયો, પણ તે સધ્યારામાં જોઇયે એટલું વજુદ ન હતું. દુમીનાં માથાંની ખોપરીમાં ઘણું સખત વાગ્યું હતું, અને તેમાંથી લોહી વહેતું હતું. દેખીતી રીતે તે બાપડીના જીંદગીના દરીયાની ઘણી ઉતાવળી ઓટ થતી જતી હતી! તે બીચારી બીલકુલ બેહોસ હતી, અને તેને હોસમાં લાવીને હાલ કદાપી ઘર લઇ જઇ શકાય, તોબી આં ભયંકર અકસમાત પછી હવે તે બચી શકે એ બીલકુલ મહાલ અને શકભરેલું નજરે આવતું હતું.

તે ડાકટરે તેણીનાં ગલાં આગળથી તેણીનું તંગ વાસ્કુટ ખોલી નાખ્યું—એવી મતલબથી કે અત્યાર તક તેણીનો દમ જે મુશ્કેલથી અને ગુંગલાયલો ચાલતો હતો તે તેણી વધારે મોકળાસથી લઇ શકે, અને તેણીની સાડી ફાડી નાખીને માથામાં-જ્યાં જખમો થયા હતા ત્યાં તેણે ડાકટરી કુનેહથી પાટા બાંધ્યા. ત્યાર પછી તે તેણીના હાથ પગમાં ગરમી આપવા લાગ્યો, અને તેવામાં તેણે જરા ઉંચો થઇને જોયું તો એક કોઇ કંગાળ દેખાવનો ને મીસકીન પોશાકનો પારસી ત્યાં ઉભો રહીને તે માંજનું મોટા ગભરાટ ને હદ વીનાની તાજુબી વચ્ચે જોતો હતો!

તે (પીલુ) ઘણો તાજુબ થયોં. તે પારસી આ જંગલનાં એકાંતમાં અચબુચ એમ કયાંથી આવ્યો? શું વાદળાંઓમાંથી વરસાદની સાથે તે તુટી પડયો હતો? એ ખરેજ અજાયબ બીના હતી, કેમકે તેણે તેને આવતો કે આવીને ઉભેલો અત્યાર તક જોયોજ ન હતો!

પણ વીચાર કરવા કે અનુમાનો બાંધવાનો હાલમાં સમોજ ન હતો. આવાં તુફાન વચ્ચે તે જંગલનાં એકાંતમાં એકબી એવી મદદ અનાયસે આવી લાગી તે પીલુને લાગ્યું કે બીલકુલ ખુદાની મોકલેલીજ હતી.

"ખોદાને ખાતર મને જરા જલદીથી હાથ લાગો," પીલુએ હવે તેથી તે પારસી ગમ જોઇને આરજુમંદ કહ્યું; "આએ બાઇને બીચારીને ઘણોજ ગંભીર અકસમાત થયોચ, અને મને લાગેચ કે એ બીચારી કાલનો દહારો જોવા જીવવાની નથી!"

તે પારસી એ સાંભળીને ઘણોજ બીવેલો જણાયો.

"મોહત એટલું જલદી?" તે ઘણી ગમખારીથી બોલ્યો.

"તમે મદદ કરવા માંગોચ કે નહીં?" તેને મદદની કશી બી હીલચાલ નહીં કરતો જોઇને પીલુએ ગુસ્સાથી પુછ્યું; "તમારી ઢીલથી તમે મને ઘણો ગુસ્સે કરોછ."

"એટલે-તે એટલું બધું તમુને એ બાઇ સાથ શું લાગેચ વરગેચ જે?" પેલા અંજાણ્યા પારસીએ એક જંગલી હેવાનની માફક ગુસ્સામાં ઘુરકીને પુછ્યું; અને તોબી તાજુબ કે તે પોતે લાગણીઓથી ધ્રુજતો હતો!

"તું કોઇ દીવાનો છે!" પીરોજે ધીરજ ખોઇ દઇને કહ્યું; "ચાલ્યો જા તું તારે રસ્તે."—અને પછી તેણે કુમીને પોતાની જોરાવર બાથમાં ઉપાડી લીધી, અને જયાં પોતાના પ્રીમરોઝ ઘોડાને તે છોડી ગયો હતો ત્યાં તે લઇ આવ્યો.

એ દરમ્યાન પેલા અંજાણ્યાનો બી ગુસ્સો નમી ગયો, અને તરત તે મદદ કરવા પાછળ આવ્યો.

"મને માફ કરો," તેણે કહ્યું;—અને ત્યારે તે બંનેએ મળીને બેહોસ કુમીને તે ઘોડાપર સુવાડી.

તે ઘણું અસીલ જાનવર હતું-એ પ્રીમરોઝ ઘોડો. તે પીલુનો માનીતો હતો. તેનામા તેજી છતાં ગરીબાઇઘણી હતી, અને દેખીતું તે ઘણી સારીજ તોખમનું જાનવર હતું.

"આપણે બેઉ ઘોડાની એકેક સાઇડે ચાલશું અને એને પકડી રાખશું," પીલુએ ગમખારી સાથે સુચવ્યું,-અને તેઓએ ઉતાવળે કદમે તે પછી ચાલવા માંડયું.

"એને તમે કાંહાં લઇ જવા ધારોચ?" તે પારસીએ રસ્તે ચાલતાં પુછયું; "જે પેહેલી મદદ મળે તાંહાં થોભી જવાનો તમો ઇરાદો રાખોછ?"

"નહીં, હું એના બાપનેજ બંગલે એને લઇ જવા માગુંછ. ત્યાં જેવી એની સારવાર બીજે કેઠે થવાની નથી," પીલુએ જવાબ કર્યો, અને વધતાં દુખથી વધાર્યું, "હું નથીજ ધારતો કે કાલનો ઉગતો સુરજ એ બીચારી જોવા પામશે!"

"ત્યારે છેક ચમચમ વેર આપણુને જવું જોઇશે?"

"હા," પીલુએ જવાબ કર્યો, "પણ તમે એ બાઇને ઓરખોચ શું?"

તે પારસીએ આ પાધરા સંવાલનો જવાબ કર્યો નહિ. તેણે કંઇ વચ્ચે બીજીજ વાતો કાઢીને તે સવાલ ભુલાવી નખાવ્યો, અને પછી બન્યું એટલી ઝડપે ઘોડો ચલાવીને તે બંને ચમચમ સુધીની લાંબી મુસાફરીએ આગળ વધ્યા.

તે એક મહા મુસ્કેલ કારજ હતું. વરસાદ પડયોજ જતો હતો-જો કે હમણા ખુદાની દયાથી તે ઝરમર ઝરમર

વરસતો હતો. પેલા પારસીના હાથમાં એક જુની પુરાંણી છત્રી હતી, જે તેણે દેખીતી કાળજી અને સંભાળ સાથે ફુમીનેજ ઓઢારી હતી.

રસ્તે જતાં જે બંગલાઓ આવ્યા તે બધા ઘણા ખરા અંદરથી હતા, અને થોડાક જે તેઓની જવાની સડક પર હતા તેમાંથી બી મોટે ભાગે તે દીવસનાં તુફાનના સબબથી બંધ હતા, એમ છતાં જે બે ચાર બંગલાઓમાંથી લોકોનું આ નખોદ ઉપર ધ્યાન ખેંચાયું તે લોકોએ તરત માણસો દોડાવ્યાં, અને ફુમીને પોતાને ત્યાં લાવવાની ઘણા આગ્રહ સાથની ભલાઇભરી ઑફરો કહેવાડી; તેમાં એક બે તો ઘણાં દીલસોઝ યુરોપીયન કુટુંબો હતાં, પણ પીલુએ તે બધાંના જવાબમાં હેસાંન સાથે નાજ કહેવાડયું, અને તેઓ પછવાડે આવતાં અલફાતુ લોકોનાં એક ટોળાં સાથે ઉતાવળે વેગે તેઓ આગળ અને આગળજ વધ્યા ગયા.

આખરે ખુદાની દયાથી 'ચમચમ' બંગલા પર પહોંચી જવાયું, અને બંગલાના કમ્પાઉંડમાં વલાંણ લેતાંજ બેહોસ ફુમીએ પોતાની ચાલુ બેફામી વચ્ચે એક મોટો દમ ખેંચ્યો.

"ખોદાનું હેસાન!" પીલુ એ જોઇ પટપટયો, "એ હુજી સુધી જીવેચ, અને કદાચ ચાંપતા ઉપાયો કરશું તો હુજી પછીબી જીવારશું."

"ખોદાનું હેસાંન!" પીલુના એ કહેવાનો પેલા કોઇ અંજાણ્યાએ તેટલાંજ ખરાં દીલનો પડઘા પુકાર્યો!



# પ્રકરણ ૨૨ સું.

—:o:—

'યમયમ'નાં બારીબારણાં અંદરથી બંધ કરેલાં હતાં, અને કાચનાં મોટાં બારણાંમાંથી બાહેર જોતો તે બારણાં આગળ હીરાજી બેચેનીમાં ખડો હતો.

"મેં ઘણું ના કહ્યું પણ દુકતીએ માહરૂં માન્યું નહી!" તે ડોસો પટપટતો હતો, "ઘણીજ હઠીલી દુકતી! એક બી વાતમાં માનતી નથી, કંઇ બી કેહેવા જાઉંચ તો મોંહોનાને બસ વરગીજ પરેચ!"

તેહેમી એ સાંભળતાં પોતાની બેઠકમાંથી ઉઠીને બાહેર તે ઉભો હતો ત્યાં આવી.

"કદાચ કેઠે રસ્તામાં થોભી ગીયાં હોશે, બાવાજી? ના એટલી ફ્કર કર્યા કરો," તેણીએ મમતાથી કહ્યું.

"થોભે કાંહાં?" હીરાજીએ ખીજવાટથી જવાબ કર્યો; "પેનોરામાંથી અહીં આવતાં સુધીમાં બચાવજ શું આવેચ જે તેની વાત? વરસાદમાં ભીંજાઇને તર થઇ ગીયાં હોશે! ઘણી બેવકુફ છોકરી—ઘણી."

"ગમે તો કોઇને સાંબે લેવા મોકલોની?" તેહેમીએ ગરીબાઇથી સુઝવ્યું.

"માહરો તેજ વિચાર છે," હીરાજી એકમત થતાં બોલ્યો. "અમદુને કેહો કે ઘોરાપર બેસીને સામો જાય, સાથે છત્રીઓ આપજો, એ પોરીની શૉલ બી મોકલી આપજો—પણ ઓ બાપ, એ આએ શું છે?"

તે કમપાઉંડમાંનાં વરસાદથી ટીપાતાં ઝાડો વચ્ચેથી તે ગંભીર સરઘસ બંગલા પર આવતું હતું, અને હીરાજી ભારે તાજુબીમાં ને મોટા ગભરાટ સાથે ડોળા ફાડીને તે હવે જોવા લાગ્યો! તે છેલ્લું જે પુકારી ઉઠયો હતો તે એ સરઘસ જોવાથીજ હતું.

તેહેમી એક કુદકે દોડીને બારણાં તુલક આવી. "ઓ, કંઇ મોટો ઍક્સીડંટ થયલો છે," તેણીએ મોટા ગભરાટમાં કહયું; "જુવો, પ્રીમરોઝપર કુમીને સુવારીને લઇ આવેલા છે!"—અને બીજીજ પળે એક કડાકા સાથે તે બારણું ઉઘાડી નાખીને એક હરણીની ચપળતાથી કુદકો મારી તે બાહેર પડી.

તે જતાં જતાં નોકરોનો નામનો પોકાર કરતી ગઇ, અને નોકરો જવાબમાં દોડી આવે તે માટે જરાએ થોભ્યા વગર, પોતાનાં સંબંધમાં તુફાન કે વરસાદની કશીએ દરકાર ન કરતાં, તે ભયભીત સરઘસને સામી તે છોકરી મળવા દોડી ગઇ.

"ઓ પીલુ, શું છે—એ શું છે?" તેણીએ મોટા ગભરાટમાં પુછયું.

"ઘણોજ માઠો બનાવ બન્યોચ, તેહેમી," પીલુએ ઘોઘરે અવાજે કહયું; "કુમી ઘોડાપરથી પડી ગયલી છે, અને સખત જખમી થયલી છે!"

"ઓ મરી ગેઇચ કે?" તેહેમીએ એકદમ રડી દેતાં પુછયું.

"મરી નથી ગઇ, પણ બીચારીની બચવાની આશા" પણ તેટલીજ થોડી છે!" પીલુએ જેહેમતથી એક ડચકું દબાવતાં કહયું.

તે એક મોટો નામાંકીત ડાકટર હતો. તેણે ખુનખ્વાર દેખાવો જોયલા હતા, અને ઘણાંએક મોહોતો તેની આંખ ટળેથી પસાર થઇ ગયાં હતાં, એટલે તેની છાતી તદન ધાડી થઇ ગયલી હતી; અને તેમ છતાં અજબ જેવું છે કે કુમીના સંબંધમાં તે વ્હાલો જવાન હાલમાં તમામ હીંમત હારી ગયો હતો! એ અતલગના સ્નેહ અને સગાઇની તાસીર હતી. અરે, એક કુતરૂં કે પોપટબી જો આપણી સાથે પળેટાયા પછી મરણ પામે તો તે આપણું દીલ દર્દમંદ બનાવે છે, તો પછી કુમી જેવી એક મધુરી કે જે પીલુ સાથે આટલા એખલાસમાં આટલો લાંબો વખત વેર વસવા પામી હતી—એટલે સુધી કે એમ ને એમ મામલો ચાલ્યો હોત તો બીજા થોડાજ દીવસમાં તેઓ કદાપી ધણી ધણીયાણી થવાનું અરસપરસ કબુલ બી પણ થતે–તો પીલુને કમનસીબ કુમી માટે એટલું બધું લાગતું હતું તેમાં કોઇ અજાયબી છે?

"અંકલ જાણેચ કે?" પીલુએ ભારી અવાજે પુછ્યું.

"હા, આએ શું—વરંડાપર ઢગલો થઇને ફેસડાઇ પરયાચને!" તેહેમીએ રડતાં રડતાં કહયું.

તેઓએ તે પછી બેહોસ કુમીને ઘોડાપરથી ઉતારી લીધી, અને નોકરોની મદદ સાથે તે ઉંચા વરંડાપરથી થઇને તે નાજનીનને તેના ઓરડામાં તેઓ લઇ ગયાં.

ઓ કૃર સરજત! ફકત એક બે કલાક આગમચ તો એજ સીડીપરથી ઉતરીને ખુશાલ તનદરોસ્ત જીવતી જાગતી કુમી ફરવા ગઇ હતી! તે ફરવા ગઇ કે મરવા? તેને એક કલાક પછી મોહોતના જબરદસ્ત અમલ હેઠળ આએ હાલતમાં પાછી અત્રે લાવવામાં આવનાર છે એમ જો તેને કહેવામાં

આવતે તો એવી એક તરફ કરનાર કે એ ભયભીત ભવીશ વાણી તેને કહી સંભળાવનારને એ કાલી કેવચ કદાપી વળગીને મારતે!

તેહેમીએ, એમ છતાં, એ પછી તો ઘણી હીંમત ને ધીરજ રાખી. ગભરાટની વખતે ગભરાઇ જવાથી કામ સુધરતું નથી; શાંત મગજ રાખીને જો ઉપાયો કરવામાં આવે તો તેજ સલામતીની અરધી ગેરંટી છે, અને તેહેમીએ તેથી શાંત મગજ રાખવાની ઘણી જરૂર પીછાંણી.

તેણીએ આયાઓને મદદે બોલાવી, અને કુમીનાં બુટ મોજાં કાઢયાં, તથા તેનાં ભીનાંગાર કપડાં બદલાવી નાંખ્યાં. ત્યાર પછી પીલુએ તેણીનાં આખાં બદનની એક સંભાળભરી તપાસ લીધી, અને ઘણીજ ગંભીરાઇનાં દુઃખથી પોતાનું માથું ધુણાવ્યું!

"મામાજી કાંહાં છે?" તેણે દુઃખથી પુછ્યું.

અને ત્યારે પેહેલીજવાર તેહેમીને પણ ખ્યાલ થયો કે કુમીને ઘરમાં લાવ્યા પછીથી તે ડોસાજી પુઠે તે ઓરડામાં આવ્યાજ ન હતા! કુમીને ઉપાડીને વરંડાપર લાવ્યા ત્યારે તેઓ તરતના ઉઠીને ઉભા થયલા એક "અરે અરે" કરતા પાછા ફસડાઇ પડયા હતા, અને ત્યાર પછી તેઓનું શું થયું તે પીલુએ કે તેહેમીએ જાંણ્યું ન હતું.

તેહેમી, તેથી મરતી કુમીને પીલુની ને આયાઓની સંભાળ હેઠળ રાખી, હીરાજીને શોધવા ઉતાવળે બહાર દોડી, અને ત્યારે કુમીના ઓરડાનાં બારણાંનાં ખુણાંમાંજ ખંચાઇને પેલો અંજાણયો પારસી, કે જેણે કુમીને ઘર લાવવામાં આવી કીંમતી મદદ કરી હતી તેને, તેણીએ ઉભેલો જોયો!

તે તરતજ સાંમે આવ્યો, અને કાકલુદીથી તેહેમીને કુમીની ખેર આફયત પુછવા લાગ્યો, કે જયારે તેનો અવાજ ધ્રુજતો અને દુઃખી હતો એ તો એક તડાકે જોઇ લેવાતું હતું.

"મને કેહો, એ જીવશે કે નહીં? ડાકટર એને તપાસ્યાં પછી શું કેહેછ?" તે પારસીએ વીનંતીથી પુછયું.

"બીચારી બચે એવું લાગતું તો નથીજી," તેહેમીએ રડી દઇને કહયું; અને તે અજાણ્યાની આવી કાલજી જોઇને તે ઘણીજ તાજુબ થઇ। તે કોણ હતો? બધાં ચાલી ગયાં ને હજી તેજ શાનો આએ તરફ એમ થોભ્યો ને ભમ્યા કરતો હતો? તેનો પોશાક અને દેખાવ એ બંને તેની વીરૂધ જતાં હતાં.

તેહેમી કુમીવાલા ઓરડામાં ઉતાવળી પાછી ફરી.

"એ આએ પારસી કોણ છે, પીલુ?" તેણીએ ત્યાં આવીને તાજુબીમાં પુછયું.

"કોયો?"

"આએ કોઇ તમારી સાથે કુમીને લાવવામાં મદદ થતો અહીં વેર આયોતો તે," તેહેમીએ કહયું; "બીચારો ભીનાં ગાર કપડાંમાં એમનો એમ હજી વેર બાહાર ઉભેલો છે."

"મને લાગેચ કે કોઇ બીચારો ઘેલો છે," પીલુએ કહયું. "તમે લોક કોઇએ આગળ એને જોયોછ વારૂ એટલું તો છે કે એ કુમીને ઓરખેચ."

"મેં તો અહીં આયા પછી એને કોઇબી દહારે જોયોજ નથી," તેહેમીએ જવાબ કર્યો, "બાવાજી એને ઓરખતા હોય તો કોણ જાંણે!"

"પણ તું તો બાવાજીને બોલાવા ગેઇતીની?"

"હા, પણ તમે બી હવે તો સાથેજ આવો," તેહેમીએ માંગી લીધું, "મારી તો કંઇ છાતી ધ્રુજી આવીચ! આપરે એક મીનીટમાં પાછાં આવશું."—અને કુમીને આયાઓની સંભાળ હેઠળ મુકીને તેઓ બંને ઉતાવળા ગભરાટમાં હીરાજીની ખબર લેવા જવા તે સીટરૂમમાંથી એકદમ બહાર પડયાં.

તેઓ આગલાજ હોલમાં પાધરાં ગયાં, અને આગળી બાજુએથી જઇને પીલુએ જેવું પાછું પેલું મોટું બારણું ઉઘાડયું કે તેઓએ શું જોયું? ત્યાં બારણાંમાંજ ઘરડો હીરાજી ઉંધે મસ્તક પડેલો હતો!

"ઓ, એવણને વરી એ શું થયું હોશે?" તેહેમીએ વધતી ગભરાઇને પુછ્યું.

પીલુને તેહેમીની ઘણીજ દયા આવી. તે એમજ જાંણતો હતો કે તેહેમી અને હીરાજી જલદીજ પરણીને એક થનાર હતાં, માટે હીરાજીના સંબંધના આ નવા બેબનાવથી તે મહા દુઃખ પામ્યો.

તેઓએ તે ડોસાને ઉંચકીને ચત્તો કીધો, અને ત્યારે પીલુએ એક તડાકે જોયું કે હીરાજી ફક્ત ઉંડી બેભાનીમાં ઉતરી ગયો હતો. તેના હોઠ ચીપટાયલા અને દાંત ભીડાયલા હતા. કુમીને લગતા "શૅાક" તેની એ દશા બનાવી હતી. તેનું હાર્ટ નબળું હતું, અને કુમીને લગતા શોકમાં તે તદ્દન બેસી ગયું નહીં એજ એક મોજેજો હતો.

"ગરીબ બીચારા બાવાજી!" તેહેમી રડીને આંખ નુછતાં બોલી; પણ તે તો અલબત પીલુની વકી કરતાં ઘણું ઓછું હતું. તે તો ધારતો હતો કે તેહેમી હીરાજીની એ

હાલત જોતાંજ રડીને ગોધ્યારૂં કરી મેળશે, પણ તેવું કશું ન કરતાં તે જે બોલી તેને સામો પીલુને જાસ્તી હબકાવ્યો.

"કેવા માહરા મુરબ્બી ! કેવા એક સગા બાપથી આલે !" તેણીએ મોટાં દુઃખથી કહ્યું; "હંમેશ કેહેતાતા કે માહરૂં હાર્ટ નબળું છે, અને રખે કુમીને લગતાં નખ્ખોદમાંજ બીચારા પુરા થઇ જાય !"

તેઓ ઘણી ઝેહમતથી તે ઘરડા આસામીને પોછો હોસમાં લાવી શકયા, કે જે બધો વખત તેહેમીની તે જઇફ આસામી તરફની વર્તણુંક એક ભવીષના ભરથાર તરફ હોય તેવી નહી, પણ એક હેતવંતા બાપ અથવા કાળજીવંત મુરબ્બી તરફની હોય તેવી જોઇને પીલુ મનથી ઘણોજ તાજુબ થયો.

'શું કુમીની કંઇ ભુલ હોશે ?' તે મનથી વમાસતો હતો. 'શું બુઢાજીએ ફરીથી પણવાનો પોતાનો ઇરાદો મને કેહી સંભરાવ્યોતો તે વાત સાથ તેહમીને કંઇ સંબંધજ નહી હોશે ?' તે ઘણો ગુંચવાયો.

હીરાજીએ હોસમાં આવીને કુમીનો જોખમ જાંણ્યો, અને ત્યારે તે જઇફ આસામીનું કલપાંત બીલકુલ ખરાં દીલનું હતું. તે બાપ-બેટી વચ્ચે, અલબત, કાંઇ ઘણાં હેત પ્રીતની લાગણી નહીંજ હતી; વરસો તક છુટાં રહેલાં હોવાના સબબે પાછાં જ્યારે એકઠાં મલ્યાં ત્યાર પછી કાંઇ હદ વગરનાં હરાંપરાં કે અતી ઘણો એખલાસ તેઓમાં જોવામાં નહી આવ્યો હતો, પણ એટલું તો ખરૂં કે પોતે જયારે આએ ઉમ્મરે હજી જીવતો બેઠો હતો ત્યારે તે ઘેરશોભત દીકરી ... હદનાં નખ્ખોદયાં પરીણામમાં, એમ ફના થઇ

જતી હતી તે વાતનો ખ્યાલ થતાં એક બાપનું સ્વભાવીક હેત તે બુઢાની છાતીમાં એકદમ પ્રજળતું ઉછળી નીકળ્યું. હતું

તેઓએ તે દુઃખી બાપને ઘણી હીંમત અને પુષ્કળ સખ્યારો આપ્યો. પીલુ જેવા એક નામાંકીત સરજયન મેજરની સારવાર હેઠળ કુમી હતી એજ, તેહેમીએ તેને સમજાવ્યું કે, તેને ધીરજ માનવાને ઘણું કારણ હતું.

તેઓ તેના ઘણા આગ્રહથી તેને ટેકા આપીને તે મરવા સુતેલી સુંદરીના ઓરડામાં લઇ ગયાં, અને ત્યાં તેણીના પલંગ પાસેજ એક ઇઝીચેરમાં તેને પણ લેટાડયો.

પૈસો પાપરીની પેરે વેરવામાં આવ્યો. માથેરાન જેવા ઉજ્જડ વગડામાં થઇ શકે એટલી કીમતીમાં કીમતી સારવાર કમનસીબ કાલી કવચની તે રાત્રે કરવામાં આવી, પણ તે બીચારી બચે એવી એકબી આશા નજરે ન આવી.

અને અફસોસ, ત્યારે તે શું મરીજ જતી હતી? તે શું સરબસર મરવાજ સુતી હતી? કાલે અત્યારે જે આટલી તુંદ, તુફાની, મસ્તાની, અભીમાની, જીવતી જાગતી હતી તે આજે એટલી વહેલી અને એટલી ભર જુવાનીમાં આ દુન્યાથી ઉઠાંગરીજ કરી જતી હતી? કેવી કુર સરજત!!

અને ત્યારે પેલો કોણ હતો—પેલો પારસી, જે કુમીના ઘોડા સાથે આવ્યો હતો તે? ભુખો, તરસો, ભીનાંગાર કપડાંમાં, દેખીતી લાચારીના હાલ સાથે તે હજી બાહેરના મોટા ઓટલાની સીડીપર એકલો બેસી રહયો હતો, અને ત્યારે તે કોણ હતો? તે અત્રે માંગતોજ શું હતો?



# પ્રકરણ ૨૩ સું.

—:o:—

ચોવીસ કલાક ગુજરી ગયા, અને બેતકરાર પુરવાર થયું કે કમનસીબ કુમીને છવાડવા જોગી મદદ થવા સારૂ ગમે એવી કુશળ તબીબી વીદ્યા કેવળ અશ્કત હતી! ખોપરી ફાટી જવા ઉપરાંત તેણીનાં બદનની અંદરના ભાગોમાં પણ તે મોટા ભયભીત ઠપકારાને લીધે ઘણી ઇજા થઇ હતી, અને તે બીચારીને બચાવાનું ખાકી આદમીઓના અખત્યારની બીલકુલ બાહેર હતું.

તે આખો બંગલો, તેથી, શોકમાં ગરક ગયો. કુમી પોતાના કવચ જેવા સ્વભાવનાં કર્કશપણાંને લીધે પ્રીવ તો કોઇનેજ ન હતી, તોપણ તેણીના આ ભર જવાનીના તદન નહી ધારેલા નાશ માટે નોકર નફરો વટીક અત્યંત દલગીર થયા વીના રહી શકયાં નહી.

સઘળું શાંત, ગમખાર, ચુપ હતું. સઉ એકેકના કાનપર પડીને વાત કરતાં અને અંગુઠે અંગુઠે ચાલતાં હતાં.

પેલો અંજાણ્યો પારસી હજી ગયો ન હતો. તેણે તો 'ધમધમ'ના વરંડાનેજ પોતાનું ઘરબાર બનાવ્યું હતું, અને તેથી આખું ઘર જાબજા તાજુબ થતું હતું. પીલુએ તેને સલામ કહેવાડી તથા તેનો ઘણો ઘણો ઉપકાર માની તેને જવા કહેવાડયું, પણ તેણે "એટલી મેહેરબાની કરો ને મને અહીંજ ગગરી રહેવા દેઓ" એવો બેહુંદો જવાબ તે પીલુનાં કેહેણના જવાબમાં પાછો કહી મોકલ્યો હતો!

તે પોષાકમાં ચીથરેહાલ અને કંગાળ હતો, દાઢી અને

મ્યા ઘણા દહાડાથી નહી બોડાવેલા હોવાથી એવી રીતે વધી યા હતા કે તે વધારે બેડોળ અને કદરૂપો દેખાતો હતો. નાં માથાપર એક દુગદુગ્યાં જેવો કંગાળ ફેંટો હતો, અને ગમાંના પેટાવાનું પણ પાધરૂં ઠેકાણું નહીં દેખાતું હતું. તે ઠેક અંતરથી જલી જતો હોય તેટલો બધો ગમખાર, કાહેલી ને દુખી દેખાતો હતો!

પીલુને તેની ઘણીજ દયા આવી. તે હતોજ કોણ? તે પોતે બહાર ઓટલાપર આવ્યો અને તેને મળ્યો; પણ જવાબમાં ફક્ત તે બે હાથે પગે લાગ્યો, અને આંખોમાં આંસુ લાવીને કંઇબી ખોલાસો કરવા ના કહયું!

"હું કોઇને કશીજ અરચણ કરતો નથી, સાહેબ," તેણે કાકલુદીથી માંગી લેવાની ઢપે કહયું, "હું મારે એકલો અહીં ગુપચુપ બેસી રહેવશ. મારીપર તમે કોઇ કશું ધ્યાન ના આપો."—અને પીલુએ તેને ત્યાં બેસવા દેવાનો અને કોઇએ કશી અડચણ નહી કરવાનો દીલસોજીથી હુકમ કહાડ્યો. બેશક, એવો હુકમ કાઢવા આગમજ તેણે ત્યારે તો ઘેરમાં એકાદ ઓરડામાં આવીને થોભવા અને રહેવાની બી તેને ઑફર કરીને ઘણી ખોહોંસ કરી, પણ તે વાત બી તેણે મંજુર કરી નહી.

તેહેમીને બી તેના બાબે કાંઇ અજબ જેવી અતવત થતી રહી, ને તેની ઘણીજ દયા આવી. તેણીએ ઘણું મજાહનું એક ભાણું કરીને સોડા, બરફ સાથે તેની પર બહાર મોકલાવ્યું, પણ તેણે ભાણાને પગે લાગીને તે પાછું વાળ્યું. તે ફક્ત સોડા એક ટાંસે બધો પી ગયો!

સઉને એક ખટકો તો થતોજ હતો, અને તે એજ કે કુમીનાં સંબંધમાં આ માણુસનો કાંઇગી મોટો ભેદ હતો; પણ ત્યારે તે ભેદ હોવોજ શું જોઇએ તે કોઇને કશું સમજ પડી શકયું નહી.

સહવારે પીલુ તેને પાછો ઓટલાપર આવી મળ્યો.

"ભુખા તરસા તમે ઓટલાપર તે એમ કાંહાંવેર બેસી રહેશો?" તેણે તેને પટાવીને પુછ્યું; "બેહેતર કે ઘેરમાં આવો ને કંઇ બુક બાચકો ખાઇ તો લેવો?"

"ખાઉં? તે મરવા સુતીછ ને હું ખાવા જમવાનું ધ્યાન કરૂં?" તેણે રડી દઇને કહયું.

પીલુ તદન હળતી ગયો!

"તમે એ બાઇને ત્યારે શું કંઇ એટલાં ઘેરવટથી ઓરખોછ? તમે આગળ કદી મળ્યાંતાં?" તેણે વળી તેને પટાવીને પુછ્યું.

"હા, અમે આગળ મળ્યાંતાં," તેણે ટુંકો ને ટચ જવાબ કર્યો.

"હું તમારી મરજી વીરૂદ્ધ દબાણથી તમુને કશું બી પુછવા માંગતો નથી, પણ તમે મને તમારો જે ભેદ હોય તે કહો," પીરોજે પાછું સમજાવ્યું, "અને હું જરૂર તમુને મદદ કરી શકશ."

"હું હાલ તમુને ભેદ ખોલીને કંઇજ કહી શકતો નથી, માહરા મેહેરબાન," તે અંજાણ્યા પારસીએ કહયું; "પણ જો તમુને મારી પર દયાજ આવતી હોય તો મારી પર એક નવાજેશ ફરમાવો?"

"શું?"

"મને તેનાં મોહોતનાં બીછાનાં આગળ લેઇ જાઓ, અને એક નજરે—ફ્કત એકજ વખત—તે મરતો મીઠો ચેહેરો ફ્કત દયાને ખાતર જોવા દેઓ?" તેણે કાકલુદી કરી.

પીલુની અજાયબી હજી વધારે વધી!

"તે બીચારી મુતલગ સુદ્ધીમાં નથી," તેણે જવાબ કર્યો; "ઘોડાપરથી તુટી પરી ને પરી તે હજી સુધી બેહોસ છે. મને લાગેછ કે એ બીચારી એમની એમજં પાસ થઇ જશે."

"ખોદાની મરજી," તેણે ઉંડી ગમખારીથી કહયું; "મને ફ્કત તેની સાથે રૂબરૂ મળવા દેઓ. ઓ, મને ફ્કત તેના હાથપર હાથ મેળવા દેઓ; તેનાં ટંડાં કપાળપર એક ચુમી લેવા દેઓ!"

પીલુનાં ભીંગ ફ્રી ગયાં! આ કોઇ ખરેખરો દીવાનોજ હતો કે શું?

"તમે એટલું બધું કેઇ રીતે માંગી શકો?" તેણે જરા તીખ્ખો થતાં તકાજાથી પુછ્યું.

"મને એ માંગવાનો હક છે,"—અને હવે તે અંજાણ્યો બી ગુસ્સાથી લગાર ઉશકેરાયલો જણાયો!

"હક? હક કેવો? હક કોણનો?"

"એક ભરથારનો હક! એ મરવા સુતેલી માહણુબના માલેક તરીકેનો હક!" તે પારસીએ મોટા જુસ્સાથી બખાળ્યું.

"ધુત! ત્યારે તો હું ફોકટજ મારા વસા ગુમાઉંછ," પીલુએ નાસબર કંટાળાથી પોતાનો પગ જમીનપર ઠોકતાં કહયું; "તમે તો કોઇ ખરેખરા દીવાના દેખું!"—અને તે તુચ્છકારથી પીઠ ફેરવીને અંદર ચાલી જવાનું કરતો હતો.

"થોભો!" પેલાએ ગગડાટ કર્યો. "એણે તમુને પોતાનાં લગનની વાત કહી નહી હોશે, પણ હું કેકુ પસ્તાકીયો એ કુમીનો ખરેખરો ને હકદાર ખાવિંદ છેઉં! એ જયારે મીસ ફ્રેઝરવાળી પુનાની સ્કુલમાં રહેતીતી ત્યારનાં અમારાં લગન થઇ ચુકેલાં છે!"

"અને તે વાતનો પુરાવો શું છે?" પીલુએ કપાળપર ગુસ્સાનો ચીલ્લો ચઢાવીને પુછ્યું.

"પુરાવો જોઇએ તો સાંભળો એ બધી વાત વીગતથી," તે પારસીએ વધતાં જોશથી કહયું—અને ત્યારે બેઅખત્યાર તાજુબ થતો પીરોજ તેને બાજુમાંના એક ઓરડામાં ફરજયાત ઘસડી ગયો, કે જયાં પોતાની સામે બેસાડી તેણે તેને તે સઘળી નવાઇ જેવી અને અકકલ કબુલ નહી કરી શકે એવી કેફીયત ખરેખરી વીગત સાથે બ્યાન કરીને કહી સંભળાવા હુકમ કર્યો.

—:o:—

## પ્રકરણ ૨૪ મું.

—:o:—

અને કમનસીબ કેકુએ તે પોતાની સઘળી વીકટ વાત, દીલમાં લાગી આવે તેવી અસરકારક રવેશે, દરેક બારીકી સાથે, બ્યાન કરીને કહી સંભળાવી. કેવી રીતે કુમીને સ્કુલમાં કોઇની સાથે બનતું ન હતું અને પૈસાદાર થવાને કેવી તે તરસતી હતી—કેવી રીતે તેની બેહેન માકીએ એ કારજ ગોઠવ્યું હતું અને કેવી રીતે પોતાની મરજી ઉપ-રાંત તે તેના જોડે પરણી હતી—કેવી રીતે પરણ્યા પછી તેના

બાપની ખુવારીની વાત અજવાળામાં આવી હતી, અને કેવી રીતે તેના પરીણામમાં તે પછીની એક મુલાકાત દરમ્યાન તેણીએ તેનો ઉંધાડો તુચ્છકાર કરીને હરખુત સાથે પોતાની હજુરમાંથી તેને હાંકી મેલ્યો હતો તે બધું કંગાળ કેકુએ તુલોતવીલ વીગત સાથે સચ્ચાઇના એવા દેખીતા અને ખાતરીજ આવી જાય એવા ભારથી કહી સંભળાવ્યું કે પીલુ તેના પગ પાસે દારૂખાનું ફાટયું હોય એટલો બધો આ ગજબનાક વાતથી હબતી ગયો અને તાજુબ થયો.

"એણે કદી મને ચાહયો નથી," દુઃખનું એક ડચકું છાતીમાં દબાવીને કેકુએ કહયું; "હું એ ચાલતી હતી તે જમીનપરની ખાક બી ચુમવા તઇયાર હતો, મગર પૈસાપર મરનારી એ મારી પરણેતરે મારાં ખાખાવરખાંપણાંની ખબર પડવા સાથે મને ઠોકરે માર્યો! ત્યાર પછી મેં પરદેશો ખેરયા—એવી ઉમેદથી કે કેથે બી મારૂં ભાયગ જાગે અને હું પાંચ પૈસા પેદા કરી શકું તો એ વ્હાલી માટેનો મારો હક રજુ કરીને એને હું સ્વાધીન લઇ શકું; પણ અફસોસ, જે નહીં જેવી પુંજી હું લઇને દુખી દરદી ઘેરમાંથી બહાર પરયોતો તે બી હું તમામ ગુમાવી બેઠો, ને વધારે હેરાંન પરેશાન ને પાયામાલ માહરાં વતનમાં હું પાછો ફર્યો!

"ત્યાં આવીને મેં એ વ્હાલીની ઘણી શોધખોળ ચલાવી, પણ પાતાલનાં પેટામાં ગરક ગઇ હોય તેમ મને એનો કશોજ પત્તો મળી શકયો નહી. મારી કંગાળીયતને સબબે કોઇ મને કોઠું આપતુંતું નહી અને ખરી ખખરાવીને પુરી હીમ્મત સાથે હું એ વીશે કોઇને બી કશું પુછી શકતોતો નહી!

"અંતે મને એની છેલ્લી સ્કુલની એક આયાથી પત્તો

મળ્યો. તે એની દુશમન હતી અને એના પૈસા ટકાની ચઢ-ડતીથી તે જળી ગયલી જણાતી હતી.

"ત્યાર પછી હું મુશકેલથી માથેરાન આયોછ. મેં માંગી તાંગીને નૅરલ સુધીની મુસાફરી કરી લીધી, અને સ્ટેશનપરથી પહાડપર ચાલીનેજ આવેલો છેઉં. મારી આંખો ફકત એનો પ્યારો ચેહેરોજ જોવા તરસ્તી હતી. હું એને કોઇ રીતે હેરાન કરવા માંગતોતો નહી. એના હકદાર ભરથાર તરીકે મારી દાવાદારી રજુ કરવા બી નહી માંગતોતો! હું તો ફકત એકજ વખત એને છેક રૂબરૂનાં લગોલગપણાંથી જોવા માંગતોતો, અને જોઇને મારી તરસ્તી આંખોને તાહારક આપવા માંગતોતો.

"હું તમારા આએ બંગલાની આસપાસ ભટક્યા કીધો, અને આજે સાંજે તમે લોક કાંહાં ફરવા જનારાં હતાં તે બાતમી મોટી મુશ્કેલીથી મેળવી શક્યો. તે ઉપરથી હું પાઉ પ્યાદો છેક પેનોરામા પુગી ગયો. હું ઉમેદ કરતોતો કે તાંહાં એ ઘોરાપરથી ઉતરશે, અને તાંહાં કેથે ભરઇને મને એને જોવાની તક મળશે; પણ સરજતના લેખ જુદાજ હતા! હું નહી જાંણતોતો કે એને મરણ પાંમતી એના બાપને ઘેર પુગારવામાં હાથ આપવા થકી મને ખોદાએ ખાસ અહીં મોકલ્યો હતો!

"હું પેનોરામા પ્હોંચી શકું તે આગમજ મને તમારા ઘોરાઓનાં પગલાં સંભળાયાં, અને હું પહારની એક કઢણમાં છુપઇ ગયો. તેટલાં કુમીનો ઘોરો મારી પાસથી પસાર થઇ ગીયો, અને મેં ફાટીને નીકળી પરતી આંખ્યોએ જોયું કે તે જાનવર ઉપરનો તમામ કાબુ તે ગુમાવી બેઠી હતી. હું તેથી સુદ્ધનો હવેરો બાહાવરો, બેફામ બની ગયો, અને પછી જરા

વારે તમારો ઘોરો પુર જોરમાં મારી પાસેથી પસાર થઇ ગીયો. તે પછીજ હું જાણે હોસમાં આવ્યો, અને કંઇબી ભયંકર ખરાબી થયલી હોવાનો મને ખટકો થતાંજ હું આંખ વીચીને દીવાનાના તોરથી તમારા લોકની પુઠે દોરયો, અને અફસોસ—આવીને જે મેં જોયું તેને મારો જાન કબજ કરી નાખ્યો!"

અને હયાં, વ્હાલા વાંચનારાંઓ, કમનસીબ કેકુ તમામ ધીરજ ખોહી દઇ બેઅખત્યાર રડી પડયો, ને તેનું માથું અરધી બેહોસી વચ્ચે તેની છાતીપર ઝુમી પડયું.

પીલુને અત્યંત દયા આવી.

તે દલેર જવાને પોતાની આંખમાંથી એક આંસુ ખંખેરી નાખ્યું, અને પછી કેકુને ઘણોએક દીલાસો ને હીંમત આપીને અભાગણી કુમી જયાં પોતાનો છેલ્લો દમ ખેંચતી હતી ત્યાં તે તેને લઇ ગયો.

ત્યાં તેહેમી એક ખુરસીપર કુમીના પલંગ પાસે બેઠેલી હતી તે ચમકી ઉઠી. ડોસો હીરાજી પણ કંઇ ઓછો અજબ થયો નહી; પણ તેઓના અણહદ ગભરાટ અને બેશુમાર અજાયબી વચ્ચે તે અજાણ્યો પારસી કોણ હતો તે પીલુએ તેમને ટુંકમાં સમજાવી લીધું, અને પછી કુમીના પલંગની લગોલગ કેકુ જઇ ઉભો.

તે તેની છાતીપર પડયો, અને ખરાં દીલની લાગણીથી ઘણું રડયો.

"કુમી—કુમી!" તેણે તે મરતી બાળાનો હાથ પોતાની આંસુઓથી આંધળી થઇ જતી આંખોમાં દાબીને ધીમે સાદે પુકારયું, "જરા તો મારી ગમ જો? કંઇ તો મારી

સાથે બોલ ?"—અને તાજુબ કે કુમી જે કલાકોના કલાકો તક બેસુદ્ધ હતી તે, ખુદાની ખાસ દયાથી હોય તેમ, આએજ વખતે હોસમાં આવી, અને મોહોતના ફીકાસમાં ગળી ગયલી આંખોમાં બરપા થયલી કંઇ અજબ જેવી તેજી સાથે સુદ્ધીમાં આવીને તે આસપાસ જોવા લાગી.

ખચ્ચીત-ખચ્ચીત ખુદાના ભેદ ન્યારા છે! આવી મોટી બેભાની અને ઉતાવળે ઓટ થઇ જતી જીંદગીની છેલ્લામાંછેલ્લી પળો છતાં તેણે પોતાના ભરથારને તરત ઓળખ્યો, અને ત્યારે ઘણી ઝેહેમતથી કંઇ બોલવા માંગ્યું, પણ અફસોસ કે તેને વાચાએ યારી આપી નહી! તે લોહીના એક બી છાંટા વગરના ફીકકા હોઠ ફકત હાલ્યા ને ધ્રુજ્યા!

"એ કંઇ બોલવા માંગેછ—અરે એ કંઇ મને કહેવા માંગેછ! ડાકટર, ખોદાને ખાતર કંઇ કરો? એ બોલી શકે એવો કંઇ ઉપાય કરો?"—અને કેકુ બન્ને હાથે પીલુને પગે લાગ્યો.

પીલુએ થોડોકવાર વીચાર કર્યો. આખર પણ તે જવાંન જાન આખરજ થનાર હતો. એટલુંજ કે કદાપી એવો એકાદ જોરાવર ઉપાય લેવાથી તે બીચારી થોડીક પળો વહેલી ગુજર પામનાર હતી; એમ છતાં તે શું કહેવા માંગતી હતી તે બધાંના લાભનું અને જરૂરનું માનીને પીલુએ ઠરાવથી એક સુઇયા વડે કાંઇ દવા તેણીના બદનમાં દાખલ કરી, અને તેણે ચમત્કારીક અસર બતાવી! કુમીની જીંદગીની જુફતી જોત લગાર વધારે સતેજ જળવા લાગી, અને તે જે ધીમા સ્વરે બોલી શકી તે હવે પ્રગટ સમજી શકાયું!

"કેકુ—મારા કેકુ, મને માફ કરજો," તે બોલતી હતી.

"હું તમારી ઘણી ગુનેહગાર છેઉં. ઓ શું આએજ ફેજને વાસ્તે તમોને હીણવાનું મને સુઝયું'તું ? કેવો તમારો પ્યાર! ઓ હવે મારો અંધાપો દુર થાયછ. હવે મને ખરૂં ખોટું દેખાયછ!"—અને તે એકાદ પળ નીસોસ થઇ.

જરા વારમાં તે પાછી બેદાર થઇ.

"બાવાજી," તેણે પોતાના ધુજતા નાતવાન હાથોમાં કેકુનો હાથ ઉપાડતાં કહયું, "બાવાજી, મને તમારો હાથ આપો, ને તમારા હાથમાં આએ મારા પરણ્યા ધણીનો હાથ લેઓ. મારા મુવા પછી એવણપર તમે ઘણા મેહેરબાન રહેજો, તે એવણ તરફનાં મારાં બધાં પાપનો બદલો તમો તમારી મેહેરબાની ને નેકીથી વાળી આપજો, કે મારૂં રવાન પેલી જેહાન ખુશી થશે."

તે અત્રે પાછી ચુપ થઇ, અને જરા વારે વળી પાછી બોલી.

"મારી મરતી ઘરીએ ખોદાએ મારા ધણીને મારી આગળ મોકલ્યો તેથી હું હવે ખરેખરી શાંતીમાં મરશ. એમ નહી થતે તો મારો જીવ ગુંગરાયા કરતે ને મારી ધાંટીમાંથી જઇ શકતે નહી, હું તમો બધાંની ચોર છેઉં,"—અને તે બધાંને પોતાના નાતવાન બએ હાથે જેમ જેહેમતથી બની શકયું તેમ પગે લાગતી હતી!

સર્વ ગડગડ રડતાં હતાં, અને કેકુના મોટે સાહાદનાં ડચકાંનો અવાજ તે ઉંચી ઉભરણીના ઓરડામાં ધમધોર વાગતો હતો. તે ઘણું બોલવા ચાહતો હતો, તે કુમીને પોતાની માફીની દરેક ખાત્રી આપવા ચાહતો હતો, પણ બોલો તેનાં ડચકાંઓમાં ગુંગળાઇજ ગયા, અને તે કશું બોલી શકયો નહીં!

"તમે મને ઘણું ના કહયું, બાવાજી, ને ઓ વ્હાલા પીરોજ, તમે બી કેવી કેવી કીસમે એ તુફાનમાં જવાનો જોખમ નહી કરવા મને સમજાવી, પણ મારાં મોહતે સીતાબી ફરમાવી, અને મેં અભાગણીએ કોઇનું માન્યુંજ નહી. હવે તમે બધાં સુખી રહેજો. હું તમારા પ્યારને લાયકનીજ નહી ઉતી, મેં કોઇને સુખ આપ્યુંજ નથી. માહરી બધી ખરાબ ચાલને લીધે હું જીવવાને લાયકજ નહી ઉતી. મને બધાં માફ કરજો—માફ કરજો, અને ઓ વ્હાલા કેકુ, તમે મને છેલ્લી એક ચુમી કરો, અને તમારી ગોદમાં મને દાબી રાખીને મને મરવા દેઓ."—અને આહા, જેણે જીવતી જીંદગીમાં જે ભરથારનો ઇનકાર અને તુચ્છકાર કર્યો હતો તે મરતી ઘડીએ તેજ ખાવિંદની પનાહભરી ગોદમાં આશરો અને સપ્યારો શોધતી હતી!!

એ સરજતનો ખેલ હતો, એ ખુદાનો ઇનસાફ હતો. નેકાના પાક હકથી જેઓ એક છે તેઓ જીંદગીભર જુદાં બી હોય તોબી ખાલીકની દરગેહ આયંદે એકજ છે. એ જોડાણમાં જુદું થવાતું કશું હોતું કે થતુંજ નથી. ફાની આદમો એક કે બીજા કારણથી ઇનસાફને એક તુકારે ભલેને જોડાં જુદાં કરી શકતાં હોય, પણ ખોદાને ત્યાં અંત સુધી તે એકજ છે તેની પુરવારી આ આપણી ન્હાની વારતાથી જયાદા આપણે ક્યાં જોવા જઇશું?

* * *

રૂમીનાં રવાનને ખાસ ત્રેનમાં તેનાં બાપીકાં મુકામમાં મુંબઇ લાવવામાં આવ્યું, અને ભારી માહેતમ અને ગમખારી વચ્ચે તે સુંદરીનાં હાડને વળતે દીવસે અવચ્યંજલ

ઠેકાણે પાડવામાં આવ્યાં. ઓ, તે દુઃખનું ચીત્ર! તે ચીતારવાને અમારી કલમ ગમ ખાય છે! કેવો જવાન જાન, કેવું તેજસ્વી સ્વરૂપ કેવો હોંસ ઉમેદભર્યો આત્મા, અને તે કેવો અધુરે આખર થયો!! અને તે અને તે સઘળું વ્હાલાં વાંચનારાઓ ખ્યાલ કરજો કે એક હેમક હઠનાં પરીણામમાંજ થયું. જેઓ તોરવંતાં અને તામસી, તુંદ અને તુફાની, તુમાખી અને જાલીમ થાય છે—સ્વભાવને જેઓ વશ કરી જાણતાં નથી તે બધાંનો ફેજ મોડે વહેલે એવીજ કોઇ કીસમનો થાય છે; પણ બેશક એ બધું આ આપણી નહાનકડી વારતા પોતેજ એવી અસરકારક કીસમે બોલી ચુકી છે કે તેની ચાનક માટેની સરેહના આવા એકાદ ધર્મ બોધની એકબી જરૂર રહેતી નથી.

ઘરડો હીરાજીબી એ પછી જીવ્યો નહી. તેને તે જવાન બેટીનાં અકાળ મોહતનો ભારે ગમ લાગ્યો, અને પોતાની નબળી દેહ સાથે તે એવા ગમ સામે ટકી શકયો નહી, અને લોકોનાં દલગીરી ભર્યાં એક "અરે અરે" અને "ચટચટ" વચ્ચે તે બી બેહેસ્તન કુમી પછવાડે ફકત બેજ મહીનામાં આ જેહાનથી અસબાબ ઉઠાવી ચાલતો થયો.

તેનાં મરણથી પીલુ, અલબત, તે તમામ પૈસા ટકા ને બોહોળી અસકયામતનો એકલો માલેક થયો, અને તેહેમી જેવી એક તમામ ગુણસંપન્ન સકુમારીને પરણીને સુખી થયો. તેઓ વચ્ચે જે હીરાજીના સંબંધની ગેરસમજુતી બરપા થઇ હતી તેનો ખુલાસો થઇ ગયો હતો, અને પીલુએ પોતાની

ગંભીર ભુલ જોઇને તેણીને કરેલા ગેરઇનસાફ માટે ગુણસુંદરી તેહેમીની દરેક દરગુજર ચાહી લીધી હતી.

કેકુ અને માકીને પણ બેહેસ્તી હીરાંજીનાં વીલમાં ભુલવામાં આવ્યાં ન હતાં, અને વહાલી કુમીનાં તે અંગત વહાલાંઓને તે જરૂરી ઇનસાફ મળવા દેવામાં ભલો પીલુ જરાએ તંગદસ્ત થયો નહી.



# લોકો કહેચ કે ટુંકા વાળ લાંબા થતા નથી !



ખોટી વાત છે.
મકુંજે–સદંતર
ખોટી વાત છે !
જે લોક
**મદ્રાસ હેર ઓઈલ**
વાપરે છે તેઓના બાલ
કદી ખરી પડતા નથી
પણ રોજ વધી વધીને
એ વામ જેટલા
લાંબા થાય છે–ગમે
માનો યા–ના માનો
પણ મારી ખટલાંના
જેવા લાંબા બાલ
તમારા કદી થવાના
નથી–કારણ તમો
**મદ્રાસ હેર ઓઇલ**
કાંય વાપરતા નથી ?

આજેજ બાર આનાની ૧ બાટલી મંગાવી ખાત્રી કરો.

## શોરાબજી ડી. પટેલની કંપની,

પારસી બજાર, કોટ, મુંબઈ.